RNI NO.GUJGUJ / 2015 / 62743 ISSN 2455-1236




# ‘હાલો ભેરુ ગામડે’

Title Code : GUJGUJ15561

ભારતીય સંસ્કૃતિનું અણમોલ નજરાણું...




વર્ષ : ૬ અંક :૧-૨ સળંગ અંક - ૬૦ માસ : જાન્યુઆરી-ફેબ્રુઆરી વર્ષ:૨૦૨૦

પ્રકાશક / તંત્રી / સ્થાપક :શ્રી ઈશ્વરભાઈ એન. પટેલ
વ્યવસ્થાપક : શ્રી નટુભાઈ આર. પટેલ
સંપાદક :શ્રી અરવિંદભાઈ કે.પટેલ
: શ્રી વિનોદભાઈ યુ. પંડ્યા

લવાજમ વાર્ષિક : રૂા. ૩૦૦/-
છુટક નકલ : રૂા. ૩૦/-
વિદેશ માટે
લવાજમ વાર્ષિક : રૂા. ૧૦૦૦/-




લેખ તથા પત્રવ્યવહાર માટેનું સરનામું :
શ્રી ઈશ્વરભાઈ એન. પટેલ
મુ.પો.કોયડમ , તા. વિરપુર
જી. મહીસાગર પીન : ૩૮૮૨૬૦
Email : (1) icanguj@gmail.com,
(2) halobherugamade@gmail.com.

પ્રકાશન સ્થળ : મુ.પો.કોયડમ તા. વિરપુર
જી. મહીસાગર પીન નં. ૩૮૮૨૬૦



: Place of Publication :
“Halo Bheru Gamde ,
57-Koydam,
Ta : Virpur,
Di : Mahisagar ,
Pin : 388260 (Gujarat)
Mo. 9426755066,9429841404

## તંત્રી સ્થાનેથી ...

રૂડો જુઓ આ ઋતુરાજ આવ્યો,
મુકામ તેવો વનમાં જમાવ્યો.
તરુવરોએ શણગાર કીધો,
જાણે વસંતે શીરપાવ દીધો.



પ્રતિ
સુજ્ઞજનો,

સાદર નમસ્કાર..

મહાસુદ એકમ,૨૧જાન્યુઆરી ૨૦૧૫ના રોજ હાલો ભેરુ ગામડે મૅગેઝિનની શરૂઆત થઈ હતી.આજે તેને પાંચ વર્ષ પૂર્ણ થયા છે.ગુજરાતના ગૌરવ સમા સામાયિક સાથે જોડાયેલા સુજ્ઞજનોને ખૂબખૂબ અભિનંદન.

મિત્રો ઊંડે ઊંડે એટલો વિશ્વાસ છે કે આવનારી પેઢી એવી દુનિયાની અપેક્ષિત હશે કે જેમાં ગરીબી કે બેરોજગારી ન હોય અને યુદ્ધ કે રક્તપાત જેવી ઘટનાઓને કોઈ સ્થાન ન હોય,સર્વત્ર શાંતિ,પ્રેમ ને ભાઈચારાનું સામ્રાજ્ય હોય.દિવાસ્વપ્ન લાગતો આ વિચાર એક દિવસ જરૂરથી સાકાર થશે.ભલે થોડો વધુ સમય લાગશે.માનવ ઉત્ક્રાંતિને લાખો વર્ષ લાગ્યા તો પછી થોડો સમય શ્રદ્ધાપૂર્વક રાહ જોવામાં કોઈ જોખમ નથી.સત્ય છુપાતું નથી.વહેલું મોડું ઉજાગર થશે ને સત્યનો જયજયકાર થશે.આપણે જાણીએ છીએ કે લોકો પારાવાર મુશ્કેલીઓ સહેવા છતાં જીંદગી જીવવાનું કોઈ છોડી દેતું નથી એનો અર્થ એજ છે કે મોડેમોડે સતયુગ આવશે ને રામરાજ્યની સ્થાપના થશે.

સત્ય અને અહિંસાના પૂજારી બાપુ પાસે બે અમોઘ શસ્ત્રો હતાં જેની આગળ મહાશક્તિશાળી તાકાતોને ઘૂંટણે પડતી જોઈ છે.ઈતિહાસ ગવાહ છે મહાત્મા ગાંધીજીના અમોઘ શસ્ત્રની સામે વિજ્ઞાને શોધી કાઢેલાં વિનાશક શસ્ત્રોની તાકાત પણ જીરો છે. મહાત્મા ગાંધી પાસે માણસને ઓળખવાની ગજબની તાકાત હતી.સત્યના ઉપાસક એવા ગાંધીબાપુ સાથે તેમના દુશ્મનો પણ દોસ્ત જેવો વ્યવહાર રાખતા હતા.તેમને સંત,મહાત્મા જેવા વિશેષણો ગમતા ન હતા કારણ કે તેમનો નાતો આમ આદમી સાથે હતો અને તે તેની જેમ જ રહેવા માગતા હતા.

સંત,જ્ઞાની કે મહાત્મા, તે તો માત્ર અહિંસાના પૂજારી રહેવા માગતા હતા અને આજીવન રહ્યા પણ ખરા.દુનિયાને આવી વિરલ વિભૂતિઓનાં જીવન સંદેશ સત્યની રાહે ચાલવાનો માર્ગ બતાવે છે.આજે પણ તેઓ સૌના હૃદયમાં બિરાજમાન છે.સંસ્કરણ માનવઘડતરના પાયાની બાબત છે.પણ કમનસીબે આજે એ તરફ દુર્લક્ષ સેવાય રહ્યું છે.તેનાં ખોટા પરિણામ આજે આપણને દેખાય રહ્યાં છે.આજે એ લાગી રહ્યું છે કે, માનવ સંસ્કરણનું પાયાનું જ્ઞાન તમામ ક્ષેત્રે તમામ લોકોને મળવું જોઈએ.જીવનમાં પરમ સુખની પ્રાપ્તિ માટે અને સભ્યસમાજ થકી સુરાષ્ટ્રના નિર્માણાર્થે માનવસંસ્કરણ ખૂબ જ મહત્વનું છે.

માનવસંસ્કરણનો દિવ્ય વારસો સદૈવ અમર રહો - એ જ ભાવ સાથે આ 'સંસ્કાર પુષ્પ' ના ગુલદસ્તા સમા 'હાલો ભેરુ ગામડા'નો જાન્યુઆરી-ફેબ્રુઆરી માસનો સયુક્ત અંક અર્પણ કરું છું.

જયારથી સત્યની શોધમાં થયો છું,
ત્યારથી સર્વના વિરોધમાં થયો છું.

**Halo Bheru Gamade - BOB KOYDAM.**
**Ac.No :18960200000043**
**IFSC CODE :BARB0KOYDAM**



# અનુક્રમ મણિકા







**ગામની કેળવણીનો ચોકીદાર એટલે શિક્ષક.**

**- શ્રી રવીશંકર મહારાજ**



# ૧.માનવપિંડનું ઘડતર

- શ્રી આઈ.એન.પટેલ

સંતાનોના અરમાનો પૂરા કરવામાં જીંદગી પૂરી થઈ જાય છે કારણ કે અપેક્ષાઓનો કોઈ અંત નથી પણ જીંદગીનો અંત નિશ્ચિત છે.ભાગદોડભરી જીંદગીમાં કોઈના અરમાનો કદી કયાં પૂરા થયા છે. સંતાનોને સ્ટેટસ અપાવવાની ચિંતામાં સ્ટ્રેસ અનુભવતા માતા પિતા જીવનની મોટી દુર્ઘટનાનો શિકાર બની જાય છે.જીંદગીનો જંગ હારી જતા આવા માતા પિતા સંતાનોને પોતાની અધુરી ઈચ્છાઓ પૂરી કરનાર સમજે છે.આ આપણી ભૂલભરેલી સમાજ વ્યવસ્થાનું અને ભૂલાયેલા સાંકૃતિક વારસાનું પરિણામ છે.જરૂરિયાત જેટલું મળે એવું આયોજન કરવાને બદલે ક્ષમતા કરતાં વધુ મેળવવાની અપેક્ષાથી તણાવ વધે છે.જરૂરિયાતને સમજો અને કાબુમાં રાખો.અબજી બાપાની એક વાત યાદ આવે છે ‘ગમે તેટલો શાહુકાર હોય તો પણ સોનાની કઢી ન જ કરે’.

જીવનઆનંદ માણવો હોય તો એ વાત સમજવી પડશે.વધારે પડતી અપેક્ષાઓથી જીવનમાં તણાવ વધતો જાય છે.નવી પેઢીને યોગ્ય દિશામાં વાળો, દુનિયાના ખોટા પ્રવાહોમાં તણાય ન જાય તેની કાળજી રાખો. માતા-પિતાની યોગ્ય દેખભાળ કરો.

બાળક એ
માતાનું મન
પિતાનું તન
કુંટુંબનું કલ્પવૃક્ષ
રાષ્ટ્રનો રખેવાળ
દેશનું દર્પણ
આઝાદીનો ચાહક
કુળનો કુળ દિપક
પ્રભુનો પયગંબર
ધરતીનું ધન
અને
વિશ્વનો પ્રાણ છે.



માતા-પિતાની છબીઓને યોગ્ય સ્થાને રાખો તેનો આદર કરો, નવી પેઢીને તે સંસ્કારો આપો.દિવ્યગ્રંથોનો આદર કરો, પર્વ-પ્રસંગે પૂજા કરો.સંસ્કાર-વિરુદ્ધ ખાન-પાન ન કરો.દુનિયાની શ્રેષ્ઠ સંસ્કૃતિથી મુખ ફેરવી લેવાની ભૂલ ન કરો.તેને સમજાવો કે જરૂર કરતાં વધારે લેવું પાપ છે.કારણ કુદરતે સૌને હક્કનું આપ્યું છે અને જરૂર કરતાં વધુ લેનાર કોઈના હક્કનું છીનવાયને તમારી પાસે આવ્યું એટલે અપરિગ્રહવ્રતનો ભંગ થયો.વધારાના સંગ્રહનો મોહ છોડી ઊચ્ચ વિચારોથી જીવન સુખ-શાંતિમય બનશે.અણ હક્કના ૧૦૦રૂપિયા લઈશ તો, ૧૦૦ દર્દ સાથે આવશે.પરિશ્રમથી રળેલો ૧ રૂપિયો જીવનમાંથી ૧૦૦ દર્દ મારી હટાવશે ને સાચી ખુશી આપશે.મા-બાપ દુઃખથી કણસતા રહી જાય એટલી ઊંચાઈને ન છુઓ.

**“નજર આસમા પે રખો લેકિન પૈર જમી પે રખના શીખો.”**

યાદ રહે માતા-પિતા સંતાનોને કદી ઓછું આપવા ઈચ્છતા નથી.માતા-પિતા સંતાનોને જેટલું ભાવથી આપે તેટલું અને તેવું દુનિયાની બીજી કોઈ વ્યક્તિ આપી શકે એમ નથી,એ સમજાવવાનું ચૂકશો નહીં.સંતાનો માટે આખું આયખું આપી દેનાર સમર્પણના દેવતાઓની વચ્ચે આધુનિકતાની ઊંડી ખાઈ ખોદી નાખવાની ભૂલ ન કરશો કે જેને પાર કરવી અશક્ય બની જાય.

સંતાનો : માતા-પિતાના દિલને ઠેસ પહોંચે એવી માગણી ન કરશો.

માતા-પિતાઃ સ્ટેટસ માટે સંતાનોને પોતાના પ્રેમ હૂંફથી દૂર કરવાનું પાપ રખે કોઈ માતા પિતા કરે.સંતાનો માત્ર પ્રેમ અને હૂંફના ભૂખ્યા હોય છે. માતા-પિતા અને સંતાનોની પ્રેમભરી દુનિયા વસાવવી એમાં જ સૌનું શ્રેય છે.



**“પ્રત્યેક કળીમાં પુષ્પ બનવાનું સામર્થ્ય હોય છે.તેનામાં પૂર્ણ સૌંદર્યનું રહસ્ય છૂપાયેલું હોય છે. પ્રકૃતિના પ્રત્યેક ઘટકતત્વના કણે કણમાં સૌંદર્ય અને સામર્થ્ય છૂપાયેલું છે.”**



# ૨ સંસ્કૃતિ સભ્યતાની જનની

**- શ્રી વિનોદ પંડ્યા**

હું જમવા જતો હતો ત્યારે મારી મા મને પૂછતી કે "તુલસીને પાણી પાયું?"જ્યાં સુધી તુલસીને પાણી ન પાઉં ત્યાં સુધી મારી મા મને ખાવાનું ન આપે. ગાય અને કૂતરા માટે અલગ રાખવું પછી આપણને ખાવાનું મળે એ સંસ્કાર શીખવે છે કે કુદરતે પશુ-પંખી, વનસ્પતિ અને માણસને સર્જ્યો છે તેથી કુદરતી સંપદા પર સૌનો અધિકાર છે. એ સંસ્કાર ઘણી માતા-બહેનોમાં છે પરંતુ તેમના સંતાનોમાં રહ્યા નથી. તેનું કારણ જાણવા જેવું છે. તે શાળાએ જાય છે એટલે એવું તેને ન ફાવે. આજકાલ બાળકોની ઓળખ સારા સંસ્કારોથી નહી પરંતુ નામચીન શાળાઓમાં અભ્યાસ કરે તેનાથી ઓળખાય છે. ભલેને પછી સંસ્કારના નામે મીંડુ હોય. શાળાઓમાં જંગલોનો વિનાશ, પ્રદૂષણ અને ગ્લોબલ વોર્મિંગના ખતરાઓ વિશે ખૂબ ભણાવાય છે. ગણતર વગરનું ભણતર ચણતર વગર ઈમારત ખડી કરાવવા જેવું છે. આવું ભણતર ટોળા ઊભા કરે અને ઘણો કોલાહલ મચાવે છે. શિક્ષણ સાથે સંસ્કારનું છેટુ થયું એટલે શિક્ષણ માત્ર નોકરિયાત પેદા કરવાનું કારખાનું બની રહ્યું છે. એકાંગી શિક્ષણ બેકારો પેદા કરે છે ને તેથી માણસ માણસ મટી યંત્ર બની જાય છે. સર્વાંગી , મૂલ્યનિષ્ઠ ને સમગ્રતાનું શિક્ષણ તો આપણે ક્યારનાય ખોઈ બેઠા છીએ. ઘર અને નિશાળમાંથી મળતા સંસ્કારો માટે માત્ર સામસામે દોષારોપણ કરવા સિવાય બીજું કંઈ બચ્યું નથી. આજે તો શિક્ષણ એટલે માત્ર પાઠ્ય પુસ્તકોનું રટણ કરી ટોપ ટેનની રેસમાં લાગી જવું. સંસ્કાર અને શિક્ષણને આસમાન-જમીન જેટલું છેટું થઈ ગયું છે. પરિણામે 'વસુધૈવ કુટુંબકમ' ની ઉદાત્ત ભાવના રહી નથી. બાળકને માતા-પિતાની અધુરી અપેક્ષાઓ પૂરી કરવાનું સાધન બનાવી દેવામાં આવ્યું છે. બાળક પાસે ભણીગણીને ચાર પૈસા કમાતો થાય એજ અપેક્ષા રાખવામાં આવે છે. આજના શિક્ષણે ઈજનેર અને ડૉક્ટરો આપ્યા જે બેકાર થઈ ફરે છે જ્યારે અભણ તેમના કરતાં વધુ કમાય છે તેમાં વાંક કાંનો, શિક્ષણનો કે સંતાનનો?જેને જે બનવું હતું તે ન બની શક્યો ને શિક્ષણે જે ન બનવું હતું તે બનાવી દીધો પરિણામે આજના શિક્ષણે યુવાનોના બેહાલ કર્યા છે. જે શિક્ષણથી બાળક બાળક મટી જાય એવા શિક્ષણને આગ લગાડો. બાળપણથી યુવાન બને ત્યાં સુધીમાં ન જાણે તેને કેટકેટલા આઘાતો સહેવા પડે છે. જે વિષય નથી ભણવો તે પણ ભણવો જ પડે. અંગ્રેજી વિષય ફરજિયાત ભણવો પડે. ગણિત ન આવડે તો પણ ભણવાનું જ ને તેમાં પાસ થવું ફરજિયાત . બાળકને રમતગમત કે સંગીતમાં રસ હોય ને ગણિત કે અંગ્રેજી ન ફાવે તો ન ચાલ તેનો અભ્યાસ ત્યાં જ અટકી જાય. મારી જાણ પ્રમાણે ગામડાની શાળામાં ધોરણ દશમાં અભ્યાસ છોડી દેનારા બોળકો પૈકી નેવું ટકા બાળકો ગણિત અને અંગ્રેજીમાં નાપાસ હોય છે અને બાર સામાન્ય પ્રવાહનાં નાપાસ થનાર બાળકો પૈકી પંચાણું ટકા બાળકો અંગ્રંજીમાં નાપાસ હોય છે. એનો અર્થ એવો થાય છે કે બાળકોનો અંગ્રેજી, ગણિતનો પાયો નબળો રહી જાય છે જેના માટે શિક્ષણ પ્રણાલી જવાબદાર છે. પરિણામ માટે શિક્ષક અને વિદ્યાર્થીને જવાબદાર ગણવામાં આવે છે પરંતુ વાસ્તવમાં આપણી શિક્ષણ પ્રણાલીની નિષ્ફળતા જવાબદાર છે. કેટકેટલા પ્રયોગો શિક્ષણમાં થયા પણ કમનસીબે એકપણ સફળ ન થયો. ભારતમાં અનેક સ્તરિય સમાજ રચના જોવા મળે છે. દરેક સ્તરે તેમની રહેણીકરણી, બોલચાલની ભાષા, રીતરિવાજ, સ્વાસ્થ્ય અને સંસ્કૃતિ ભિન્નભિન્ન છે તો બંધ માળખાનો ખેલ શિક્ષણમાં કેમ ચાલે?બાળકને અભ્યાસ માટે મુકત વાતાવરણ અને તેના રસના વિષયમાં પૂરતો અભ્યાસ કરવાની તક મળે એવી શિક્ષણ પ્રણાલીની જરૂર છે. વિષય ભલે બધા ભણે પણ કોઈ એકાદ વિષયમાં ગુણ ઓછા આવે એટલે નાપાસ થઈ જાય એવી પ્રથાને સદંતર બંધ કરવી જોઈએ. પાસ-નાપાસનું ધોરણ જ ખત્મ કરી દેવામાં આવે તો જેમાં બાળક પ્રવિણ થવાનું હશે તેમાં તે અચૂક પ્રવિણ થશે નહીં તો તે અણઘડ રહી જશે. ઉપલા વર્ગમાં જવા માટેના નિશ્ચિત ધોરણો જરૂરી છે જેમ કે અમૂક કલાકનું શિક્ષણ, સાત થી દશ વિષયોનું બાહ્ય અને આંતરિક ગુણાંકન મળી ૫૦ ટકા જેટલું થવું જોઈએ. બાળકના સર્વાંગી પાસાઓને ચકાસવા જોઈએ. કોઈ વિદ્યાર્થી પાંચ વૃક્ષો વાવી જતન કરે છે પણ પર્યાવરણ વિશે બરાબર ન લખી શકે તો તેને તે વિષયનું જ્ઞાન નથી એમ સમજી લેવું ભૂલ ભરેલું છે. ઘરની આર્થિક મુશ્કેલીઓમાં મદદરૂપ થવા માટે ઘરના કામમાં મદદરૂપ થવાય તેટલો સમય આપતા બાળકોમાં

મૂલ્ય શિક્ષણનું ગુણાંકન ન કરવું બરાબર નથી.મેં થોડાક બાળકો પાસે તેમના જીવનનું યાદગાર કર્મ કે યાદગાર પળ વિશે લખી લાવવા કહ્યું.થોડા લખી શક્યા પણ એક બાળકીની વાત મને ગમી ગઈ,તેણે કહ્યું : મે ઘણાને મદદ કરી છે પણ તે હું લખી શકતી નથી.કેટલાક વિદ્યાર્થીઓએ ખૂબ સારું વર્ણન કર્યું પરંતુ જે બાળકી લખી શકતી ન હતી તેનું કર્મ બીજા વિદ્યાર્થીઓ કરતાં દિલને સ્પર્શી જાય તેવું હતું.આવા તો અનેક પાસાઓ શિક્ષણ જગતની પકડમાં નથી જે વાસ્તવિક રીતે શિક્ષણનું બહુમૂલ્ય પાસું ધરાવે છે.બાળક એ ઈશ્વરનો પ્રેમ સંદેશો લઈ આવે છે.તેને જેટલું શીખવાનું છે તેના કરતાં અનેક ઘણું આ દુનિયાને તે શીખવવા આવ્યું હોય છે.તેની પાસે રહેલા જ્ઞાનવૈભવના ખજાનાને દબાવી દેવાનું કાર્ય શિક્ષણની હાલની સિસ્ટમમાં થઈ રહ્યું છે.માહિતી બહારથી ધરબી દેવામામં આવે છે પછી તે ઓકાવ્યા કરવાની પરિણામે તેની અંદર રહેલી સર્જન શક્તિઓ કુંઠિત થઈ જાય છે.આવી બીબાઢાળ શિક્ષણ પ્રણાલી પાસે સારા માણસો પેદા કરવાની કોઈ તાકાત જ નથી.તે તો માત્ર મશીનમેન જ પેદા કરે છે.

પ્રકૃતિ વિશાળ યુનિવર્સિટી અને દુનિયા એક પ્લેટફોર્મ છે તેને અનુરૂપ શિક્ષણ પ્રણાલી ઘડવામાં આવે તો સાચે જ શિક્ષણ અર્થસભર બનશે.જીવનને સમગ્રપણે સ્પર્શે તેવું શિક્ષણ મળશે.સૂર્યનું ઊગવું ને આથમવું, નદીનું વહેવું, વરસાદનું વરસવું ને મેઘધનુષ્યના રંગોથી આકાશને ભરી દેવું એના પ્રત્યે ભાવ ન જાગે તો ભલા આવા શિક્ષણનો અર્થ શું?તેનો ઉકેલ માત્ર ભારતિય સંસ્કૃતિના અધ્યનથી મળે તેમ છે.

ભારત આવનારા ભવિષ્યમાં વિશ્વગુરૂનું સ્થાન શોભાવા જઈ રહ્યું છે ત્યારે આપણા યુવાનોને વૈદિક સંસ્કૃતિ તરફ પાછા વળવા આહવાન કરીએ છીએ.બધીજ બાબતોમાં વિદેશી લેબલ ચલાવી લેવું ન જોઈએ.કંઈક આપણું પણ નોંખું વજુદ હોવું જોઈએ.આપણું છે તેને ગૌરવ અપાવીએ.સ્વામી વિવેકાનંદ અને ગાંધીજીની માફક વિશ્વમાં આપણી સંસ્કૃતિને ગૌરવ મળે તેમ કરીએ.ભારતિય સંસ્કૃતિ વિશે આપણે જ કહી એ છીએ એવું નથી.વિદેશથી આવતા અનેક મહાનુભાવોએ પણ ભારતિય સંસ્કૃતિને મહાન અને દિવ્ય ગણાવી છે.ભારત ભૂમિને સંસ્કાર અને સંસ્કૃતિની જનની કહી છે.કહેવાય છે કે ભણેલું ભૂલી જવાય પણ સંસ્કાર તો જીવનભરનું ભાથું બાંધે છે. સંસ્કાર જીવન સજાવે છે. સંસ્કાર સાચી સંપત્તિ છે.સંસ્કારહિન વ્યકિત પાસે સંપત્તિ હોય કે ન હોય તે કાયમ દરિદ્ર રહે છે અને દુ:ખ એનો પીછો નથી છોડતું.ધર્મ, સમાજ અને રાષ્ટ્રના વિકાસ માટે બાલક અને પાલક સુસંસ્કૃત, ધાર્મિક અને સભ્ય હોવા જોઈએ. સંતાનને જન્મ આપે એટલે કોઈ સ્ત્રી મા અને કોઈ પુરુષ બાપ બની જતો નથી. માતા-પિતા તરીકેનું કર્તવ્ય બજાવવામાં નિષ્ફળ રહેનાર માતા-પિતા સંતાન માટે અભિશાપ છે. તેથી મા-બાપ તેમના સંતાનો પ્રત્યેના કર્તવ્યો ને જવાબદારીઓથી વાકેફ હોવા જોઈએ.સંગીત, નૃત્ય, ચિત્રકામ, નાટ્યકલા ને સાહિત્ય માણસને સંસ્કારી બનાવે છે. સોળ સંસ્કારો, ચોસઠ કલાઓ માનવબાળનો સંસ્કરણ હેતુ ભારતીય સંસ્કૃતિમાં સ્વીકારાય છે. કોઈપણ પ્રકારનો વ્યકિત પોતાના જીવનમાં ચોસઠ કલાઓ પૈકી કોઈ એકાદ કલા તો હસ્તગત કરી શકે જ છે એજ રીતે સોળ સંસ્કાર પૂર્ણ જીવનને વણી લેતી સંસ્કારયાત્રા છે.તેને અનુસરનાર ધન્ય જીવન અને દિવ્ય મૃત્યુનો હકદાર બને છે. ઘણાને જીવવાનું કારણ મળતું નથી ત્યારે આપણી સંસ્કૃતિ કહે છે- મરણ સુધારવા જીવવું જોઈએ. જન્મનારનું મૃત્યુ મહોત્સવ બની જાય એવું જીવન જીવવું એ જ માનવઘડતરનો મૂળ આશય છે.વ્યવસાયિક જ્ઞાન સાથે કલા-કૌશલનું જ્ઞાન બાળકને મળે તો તે પૂર્ણમાનવ બની શકે છે. બાળકની શારીરિક ક્ષમતા સાથે તેની માનસિક કાબેલિયત,સંતુલન પણ કેળવાવું જોઈએ. સંસ્કારો આપણામાં માનસિક સંતુલન કેળવે છે. જેટલું જીવન અસંતુલિત તેટલી સંસ્કારિતા કમજોર સમજવી.કલા સાધના કે આરાધનાથી અજાણ વ્યકિત પાસે કલા અને વિદ્યા કેવી રીતે આવી શકે? આજે વ્યાવસાયિક ગુરુઓ કલા અને વિદ્યાનું દાન કરે છે. તેમને જ્ઞાન શીખવવાના મૂલ્ય કરતાં તેમાંથી થતા વ્યવસાયમાં વધુ રસ હોય છે.એ રીતે મળતી કલા કે વિદ્યા કેટલી અસરદાર હોય.ખેર, બાળકોના સાચા ગુરુ તેના મા-બાપ છે. હરદમ તેમનું ભલું ચાહે છે.બાળકોના પૂર્ણ વિકાસ માટે બાળકોને બને તેટલો પ્રકૃતિ સાથે નાતો જોડાય એવા શિક્ષણની જરૂર છે.

પ્રકૃતિ દર્શન, પ્રકૃતિ પ્રેમ એના બે મુખ્ય સાધનો છે. બાળકને આકાશદર્શન કરાવો, વૃક્ષ પર ચઢતાં શીખવો અને પાણીમાં તરતાં શીખવો. આકાશદર્શનથી તેની દૃષ્ટિ કેળવાશે, વૃક્ષ સાથે તેનો નાતો જોડાતાં પ્રકૃતિ પ્રેમ ખીલશે. પશુ-પક્ષી-જીવજંતુ પ્રત્યે દયાભાવ દાખવનાર વ્યક્તિનો મનુષ્ય પ્રત્યે ભાવસંબંધ વિકસે છે. કઠિન પરિસ્થિતિઓમાં પણ જીવનાનંદ જળવાઈ રહે એવું જીવન કેળવવા સતત કુદરતના સાનિધ્યમાં જીવે એવી જીવનશૈલી વિકસે એ શિક્ષણનો હેતું હોવો જોઈએ. જેમ બીજને અંકુરિત થવા પાષાણ અને કઠણ ભૂમિમાં થઈને પોતાનો માર્ગ કાઢવો પડે છે ત્યારે તેને પ્રકાશ અને હવા પ્રાપ્ત થાય છે. તેણે પવન, તોફાન, વાવાઝોડાં, તોફાની વરસાદ, ધુમ્મસ, બરફવર્ષા, અતિ ઠંડી-ગરમી, વધુ વરસાદ સામે લડવું પડે છે. તેમાંથી તે પાર ઉતરે તો એક પૂર્ણ વૃક્ષમાં પરિણમે છે. જો તેને આ બધા સાથે સંઘર્ષ કરવાનો ન હોત તો તેના પાન, ડાળ, થડ, મૂળની કોઈ વિશેષતા રહે ખરી? તમારે ચાલવું જ ન પડે તો પગની કોઈ વિશેષતા તમારે મન ખરી? એમ બોલવું, સાંભળવું, જોવાની જરૂરિયાત ન પડે તો? તેનો કદી વિકાસ થાય ખરો? આજકાલ બાળકને કમ્ફર્ટઝોનમાં કેદ કરી દેવામાં આવે છે. પરિણામે તેનો વિકાસ રુંધાય છે. બાળકને સંકટોથી બચાવવાનો પૂરો પ્રયત્ન કરવો જોઈએ પણ એ વિચાર્યું છે કે જો તેને સંકટોનો સામનો કરી શકે એવો સક્ષમ નહી બનાવો તો તે હારી જશે, જીંદગીથી થાકી જશે. એક પરમ વિદ્વાન શિષ્યને પ્રશ્ન કરે છે: શું તમે સંકટ વિનાનું જીવન પસંદ કરો છો? જો હા, તો તમે અર્ધું જ જીવન ભોગવીને મરણ પામવાની ઈચ્છા રાખો છો. સંકટ વિના તમારામાં રહેલા સામર્થ્યને કેવી રીતે ઓળખશો? દુનિયાનો ઈતિહાસ સાહસિક વ્યકિતઓના નામે છે. મુશ્કેલીઓ તો ઈશ્વરનો સંદેશો છે. તમારા પર મોકલેલી મુશ્કેલી તમારા ઉપર વિશ્વાસ હોવાનું પ્રમાણ છે. મુશ્કેલીઓનો સામનો કરનારે કદી કશું ગુમાવવું પડતું નથી. અંતે તો એ શકિતશાળી બનીને જ ઉભરે છે. જેમ મહારોગ સામે રસીકરણની અસર થાય છે એમ મુશ્કેલી જીવનના દુ:ખ દર્દો સામે રસીકરણનું કામ કરે છે. જે લોકો થોડી ઘણી મુશ્કેલી વેઠી નથી તેઓને જીવનમાં આવેલી નાની સરખી મુશ્કેલીનો આઘાત પણ જીરવી શકતા નથી. મુશ્કેલી પર જીત મેળવે તો તેના મુખારવિંદ પર જીતના ચિહ્નો રચાશે. જે સામાન્ય જીંદગીમાં જોવા મળશે નહીં. બાળકને નાની નાની મુશ્કેલીઓનો સામનો કરવા દો. જીવન ખીલી ઉઠશે. "વિપત્તિ સામે બાથ ભીડી રહેલા પ્રમાણિક મનુષ્યનું દર્શન દેવને પણ દુર્લભ છે." કિસાન, મજદૂર, શ્રમજીવી હોય કે સેવાનું કાર્ય કરતી વ્યકિતઓ પ્રત્યે આદરભાવ જાગશે. ખેડૂત પ્રત્યે તો ખુદ ઈશ્વર પણ આદર કરે છે. તેના જેવો પ્રકૃતિપ્રેમી બીજો કોઈ નથી. નિષ્ક્રિય બીજ સાથે વાર્તાલાપ કરે, બીજાંકુરને તો દેવીની જેમ આરાધે અને ધરતી માની જેમ પૂજે. મોલથી લહેરાતા ખેતરોમાં ઈશ્વરનાં દર્શન કરે, સદૈવ બીજાને મદદ કરવા તૈયાર રહે એ જ ખરો જગતનો તાત છે. જીવ-જગતના પોષણની જવાબદારી નિભાવે છે. મજદૂર, શ્રમજીવી વ્યકિતઓ પ્રામાણિકતાથી તેમનું કાર્ય કરે છે તેમના પ્રત્યે પ્રેમભાવ ઓછો ન રહે. શિક્ષણના આ પાઠ જે શીખી લે છે તે 'વસુધૈવ કુટુમ્બકમ્' ને સાકાર કરનારો સાચો સિપાહી બની રહેશે. એજ ખરો વિશ્વ માનવ છે. આપણી સંસ્કૃતિમાં વિશ્વમાનવનું ઘડતર કરવાની તાકાત છે. માનવ ઘડતરના પાયાનું પાન કોરું ન રહી જાય એ જોવાની જવાબદારી આપણી છે. શું વૃક્ષપૂજામાં પર્યાવરણના પ્રશ્નનો ઉકેલ નથી જણાતો? ખપ પૂરતુ વાપરો એમાં શું પંચતત્વોની સમતુલાનું સમાધાન નથી? સંયમિત જીવનથી એઈડઝ જેવા મહારોગોને શું દેશવટો આપી શકાય તેમ નથી? ભારતિય સંસ્કૃતિ પાસે દરેક પ્રશ્નોનો દિવ્ય રાહે ઉકેલ છે જ. જેનું મહત્વ શિક્ષણમાં અનિવાર્ય છે. તેમ કરવા આપની વિદ્વતા સફળ રહે એજ ભાવ સાથે "સંસ્કૃતિ પુષ્પ" અર્પણ કરું છું.

**માટલાનું પાણી**
**જ**
**પીવાનો આગ્રહ રાખો**



# ૩. વિપત્તિ વરદાયીની

- શ્રી વિનુભાઈ પટેલ

*આજના વિષયની શરૂઆતમાં એક પ્રશ્ન પૂછવાની ઈચ્છા છે… જેનો જવાબ તમારી રીતે વિચારી લેવાનો. શું તમે સંકટ વિનાનું જીવન પસંદ કરો છો? જવાબ 'હા' કે 'ના'માં આવશે. તમારો જવાબ લખી રાખો. હવે ઉપરોક્ત વિષયની મક્ત મને ચર્ચા કરીએ.*

*સૃષ્ટિ પર પ્રત્યેક વ્યકિત કોઈને કોઈ આશા-અરમાનો લઈને જન્મે છે. પરંતુ પ્રત્યેક વ્યકિત સફળ થતી નથી. પરંતુ જે જૂજ લોકો સફળ થયા તેમને યાદ કરીએ. મહાત્મા ગાંધીજી. દક્ષિણ આફ્રિકામાં ફર્સ્ટ કલાસની રેલ્વે ટિકિટ કઢાવી જહોનિસબર્ગ જતી વખતે તેમનેઅડધી રાત્રે ફર્સ્ટ કલાસના ડબ્બામાંથી બહાર ફેંકી દેવામાં આવે છે. તેમના પર આવેલી વિપત્તિ કરતાં માનવનો હકક છીનવી લેવાની ક્રૂરતા સામેના પ્રતિશોધની જવાળા એવી તો ભભૂકી કે જે સ્થિતિમાં તેમને બહાર ફેકયા ત્યાં કલાકો સુધી તેઓ શૂન્યમનસ્ક સ્થિતિમાં બેસી રહ્યા. તે રાત્રે મોહાદાસ કરમચંદ ગાંધી…. એક બેરિસ્ટરે અલવિદા લીધી અને માનવજાતના મસિહા બની અન્યાય સામે સત્ય અને અહિંસાના શસ્ત્રો ઉપાડયા. વિપત્તિને વળી વેળા-કવેળા હોય?વિપત્તિઓની વણઝાર વચ્ચે અડિખમ યોધ્ધો બની આઝાદીનું લક્ષ સર કર્યું. આ ઘટના ન ઘટી હોત તો સફળ બેરિસ્ટરમાં તેમનું સ્થાન અંકિત જરૂર થાત. સરદાર વલ્લભભાઈ પટેલ સામાન્ય કિસાનમાંથી દેશના પનોતાપુત્ર તરીકે લોકહૈયે વસી જનાર લોખંડી પુરુષનું જીવન સંઘર્ષો અને પડકારોથી ઘેરાયેલું હતું. મહાન દેશભકત ભગતસિંહ, રાજગુરુ, સુખદેવ… એવા અગણિત શહિદોની શહિદી આજે પણ લોકો યાદ કરે છે. કોઈ રાજવીના વિલાસી કે જાહોજલાલીભર્યા જીવનને કોઈ યાદ કરતું નથી. તેથી જ કહેવાયું છે કે: મહાપુરુષોની ઉન્નતિમાં વિપત્તિ વરદાનરૂપ છે. જેમ સુવર્ણની કસોટી અગ્નિમાં થાય એમ માણસની કસોટી તેના સંકટભર્યા સમયમાં જ થાય છે.મહામાનવોના જીવનમાં આવેલ સંકટો એ માત્ર તેમની મહાનતા સિધ્ધ કરવા માટે જ હોય છે એવું નથી. પરંતુ કુદરતે માનવજાતિના ઉધ્ધાર માટે કરલો ઉપકાર છે. સુરદાસની આંખની દૃષ્ટિ ન આપીને તેમના જીવન સાથે કરેલી ક્રૂર મજાક માનવજાત માટે મહાન ભકત કવિ બનાવી શકે. જેના અંતઃચક્ષુ ખુલી જાય છે તેમણે જે રચનાઓ કરી છે તેના તોલે બીજો કોઈ આવી શકે એમ નથી. અરે… મિલ્ટન માટે જયોર્જ મેકડોનાલ્ડ લખે છે: 'ઈશ્વરે તે માણસ પાસેથી એક મહાન કાવ્ય લેવું હતું તેથી જ તેને અંધ બનાવ્યો.' અંધ કવિ મિલ્ટનની એ અમર કૃતિ આજે પણ લોકોને વિસ્મય પમાડે છે: ધ પેરેડાઈઝ લોસ્ટ. મહાભારતમાં પાંડવોએ અગણિત કષ્ટોને સહન કરવાં પડયાં. એમના ઘડતરમાં વિપત્તિ વરદાન બની.વળી તેણે પાંચેય ભાઈઓને સંગઠિત રાખ્યા, બળવાન બનાવી ગમે તેવી મુશ્કેલ પળમાં અડગ રહેવાનો મંત્ર કોણે શીખવ્યો? હેલન- કેલરે બ્રેઈલ લીપી શોધી. દિવ્યાંગોની જીવનમાં આશાનું કિરણ જગાવ્યું. આજે સામાન્ય માણસોને પણ હંફાવી શકે એવી ક્ષમતા દેવયાંગોમાં જોવા મળે છે. હેલન- કેલરનું જીવન પણ અનેક વિપત્તિઓ અને હાડમારીથી ભરેલું હતું.*

*વિપત્તિનો સામનો કરી આગળ વધતા મનુષ્યનું હિર જોઈ તેના પર પ્રભુ પ્રેમના પુષ્પો વરસાવે છે. હજારો, કરોડો લોકો તેમનો જયજયકાર કરે છે. વિપત્તિ સામે બાથ ભીડી રહેલો મનુષ્ય પ્રભુનો પ્યાર પણ પામે છે. વિપત્તિને વરદાન માનનાર પ્રભુની નિકટ હોય છે કારણકે મુશ્કેલીમાં પ્રભુ આપણી ખૂબ નજીક હોય છે ત્યારે જ આપણને યાદ આવે છે. માતા કુંતી પણ ' હે પ્રભું! જીવનમાં હરઘડી વિપત્તિ આપ જેથી તારું વિસ્મરણ ન થાય' એવું વરદાન માગે છે.*



દૃઢ મનોબળવાળા મનુષ્યો વિપત્તિ પડે એમ વધુ મજબૂત બનતા જાય છે. પરાજયો યોધ્ધાઓને વજ્ર સમાન બનાવે છે. મુશ્કેલીઓ મહાન ગુણો જન્માવે છે અને અદમ્ય સાહસ કરવાની શકિત પ્રેરે છે.

જેમ તપેલા લોખંડ પર ઘણના પ્રહારોથી ઉત્તમોત્તમ ઓજારો, શસ્ત્રો ઘડી શકાય છે, સુવર્ણ અગ્નિમાં તપે પછી સુંદર ઘાટ ઘડી ઘરેણાં બનાવી શકાય છે એમ આપત્તિરૂપી વૃષ્ટિથી માણસ ઘડાય છે. અબ્રાહમ લિંકન, નેલ્સન મંડેલા, બીલ ગેટસ્, વોલ્ટર, ચાર્લિ ચેપ્લિનની મહાનતા તેમના ક્ષેત્રમાં આગળ વધવા જે વિપત્તિઓનો સામનો કરવો પડયો એ જ એમના જીવન ઘડતરની પાઠશાળા બની ગઈ. દુર્બળ લોકો ક્ષેત્ર છોડી સામાન્ય જીવન જીવવાનું નકકી કરી લે છે.

આવી પડેલું કોઈપણ વિઘ્ન એ તો પરમાત્માએ મોકલેલી ચેતવણી છે. દરેક આફત શાપરૂપ હોતી નથી. આફત સામે અડગ બની ઉભા રહો તો અંતે તેને જવું જ પડશે.

સફર મેં યું ન સમઝીયે કી હમ અકેલે હૈ,
હમારે સાથ મુસિબતો કે ભી ઝમેલે હૈ.
હમ અપને હાથ કી તાસીર કયા બતાયે તુમ્હે?
ઈન્હીને રા કે પર્વત સબ ઠેલે હૈ- 'ઝિંદા હૈ આઈના'
- ભગવાનદાસ જૈન

'જે જે થતો પ્રાપ્ત ઉપાધિયોગ, બની રહો તે જ સમાધિયોગ'

દુ:ખને સુખમાં પલટાવવાની રીત સમજી લો- 'અડગ રહો.' પક્ષીને ઉડવામાં હવાનો અવરોધ નડે તેથી શું તે ઉડવાનું છોડી દે છે...? અફાટ સાગરમાં તોફાનો વચ્ચે વહાણો હંકારી જનારા સાગરખેડૂઓ જ નવા દેશ-પ્રદેશ શોધી શકયા છે. સંકટોથી ડરી જનારા પેટીયું રળી લે એથી વિશેષ કંઈ કરી શકતા નથી. બીજાંકૂરને પણ ભૂમિમાંથી બહાર આવી તોફાનો, વાવાઝોડાં, વરસાદ, તાપ ને ટાઢ સહવી પડે ત્યારે છોડ બની ફૂલે ફાલે છે.ફૂલને સુવાસ પ્રસરાવવા તેના સુકોમળ તનને ચિરાવું પડે છે.

મોતીને આભૂષણ બનવા વિંધાવું પડે છે.

મહેંદીને રંગ આપવા ખલમાં પીસાવું પડે છે.

વિપત્તિને વખાણવાની કે વખોડવાની વાત નથી. મિત્રો, જીવનને કંડારવાની રીત છે. 'મરીઝ'ની એક પંકિત યાદ આવે છે.




'જિંદગીને જીવવાની
ફિલસૂફી સમજી લીધી,
જે ખુશી આવી જીવનમાં
આખરી સમજી લીધી.'

જીવનના રંગ અનેક છે. જેને જે સમજાય તે રંગ ચઢે, પણ ભાગ્યને ભરોસે બેસી રહેનાર કે આવ્યા તેમ જવાના મુડમાં જીવનારા માટે કહેવાયું નથી... અહીં તો એ જવાં મર્દોને સંબોધીએ છીએ...

'ભાગ્ય રૂઠે કે રીઝે એની એને તમા નથી.
એ જ શૂરા જે મુસીબત જોઈ મૂંઝાતા નથી.'

અહીં તો વિપત્તિ સામે બાથ ભીડી રહેલા પ્રમાણિક માનવની વાત કરવી છે.

અછત, નિરાધાર અને શ્રમજીવી ઝૂંપડીઓમાંથી જયારે હજારો બુધ્ધિશાળી, પ્રતિભાશાળી અને સદ્ગુણી માણસો પ્રગટે છે ત્યારે મહાલયોમાંથી એકાદ પ્રગટે ન પ્રગટે. કારણ તેમને વૈભવ વિલાસને પ્રમાદ ઘેરી વળે છે.તેમને તેમનો વૈભવ લૂંટાઈ જવાનો ભય સતાવે છે. કયારેક તમારી વહાલામાં વહાલી વસ્તુ નાશ પામે ત્યારે આપત્તિથી ગભરાઈ જશો તો શત્રુ બેવડો બળવાન બનશે. આવા સમયે ધીરજ રાખો અને પ્રયત્ન કરશો તો સિધ્ધિ પામશો. સંકટો એ તો શિક્ષક છે, શિક્ષા નથી. 'સંકટ' સપ્ન શિક્ષકની જેમ પાઠ ભણાવી જાય છે. સંકટમાં જ સામર્થ્યની કસોટી થાય છે. જો તમે સંકટ વગરનું જીવન પસંદ કરતા હો તો અર્ધું જ જીવન જીવો છો.

હવે, તમારો જવાબ ચકાસી જુઓ.....

શું તમે સંકટ વિનાનું જીવન પસંદ કરો છો?

તૂ શાહીન હૈ, પરવાઝ હૈ કામ તેરા
તેરે સામને આસમાં ઓર ભી હૈ.આખરે આપણે વારંવાર સાંભળેલી એક પંકિત સાથે અટકવું છે પણ એ પંકિત હવે તો જીવનમાં ઉતારવી જ છે.

કદમ અસ્થિર હો એને કદી રસ્તો નથી જડતો,
અડગ મનના મુસાફરને હિમાલય પણ નથી નડતો.
વહાલા દેશબંધુઓને આ 'શબ્દપુષ્પ' અર્પણ કરૂં છું.

-શ્રી દિપક પટેલ

## દારિદ્રય માનવતણું
(વસંતતિલકા)

આજે ક્ષયિષ્ણુ જગ જ્યાં નિજ ઘોર ખોદે.
ને માનવી જ ખુદ માનવતા વિલોપે,
જ્યાં ભવ્ય દિવ્ય બનતું બધું ભૂમિશાયિ,
ગાવા ઘણું તલપતું મન ગાય ક્યાંથી?
જામ્યાં તિરસ્કૃતિ તણાં થર વિશ્વવ્યાપી,
ને કાલજિહ્વ ગગને અડતી કરાલી,
સ્વાર્થાગ્નિઝાળ પડ ભીતરનાં વિદારી
સૌ સ્નિગ્ધ, ત્યાં હ્રદયભોમ કહીં રસાળી?
દારિદ્રય માનવ તણું જગજિષ્ણું કેરું
નગ્ન સ્વરુપ અહ! ભૂતલમાં પ્રકાશ્યું:
નાથ્યાં વરાળ વીજળી, મન તો અનાથ્યું:
આંબ્યાં ગ્રહો, નિજનું અંતર તો અજાણ્યું:
આ માનવોદ્‌ભવ તણી મહતી પ્રવૃત્તિ!
તું ગીત એ ગણીશ વા કરુણ પ્રશસ્તિ?

- અશોક હર્ષ





## તમે ત્રણ વાત રાખજો યાદ....

તમે ત્રણ વાત રાખજો યાદ
જીવનમાં લાવવો મીઠો સ્વાદ... તમે...
પ્રભુને સ્મરજો શ્વાસે શ્વાસે,
સૂતા ઊઠતા જમતાં ખાસ
જીવનને ગણજો પ્રભુનો પ્રસાદ... તમે...
પ્રભાતે ઊઠતાંની સંગાથ,
નિરખજો નિજનો જમણો હાથ.
સૂણજો ઋષિ મુનિઓના સાદ... તમે....
કરના મૂળમાં શારદા માત,
આંગણે લક્ષ્મી છે સાક્ષાત
હથેળીમાં ભક્તિનો છે નાદ... તમે...
ભોજન માનજો પ્રભુનો પ્રસાદ,
આવશે તેથી મીઠો સ્વાદ
જમતા કરજો કનૈયાને યાદ... તમે...
સૂતાં પેલાં સ્મરજો રામ,
ઈશના ખોળે આરામ
તન મન ધરજો પ્રભુને પાદ... તમે....

## કેસૂડે રંગ લીધાં...

કોઈ ઊંચેરી ખાખરાની ડાળે
કેસૂડે રંગ લીધા,
નવા ફાગણના લૂમઝૂમ ફાલે
કેસૂડે રંગ લીધા,
કોઈ પીળા પતંગિયાની પાંખે
કેસૂડે રંગ લીધા,
નિત્ય હરખાતી આવળની આંખે
કેસૂડે રંગ લીધા,
કોઈ સૂકાતા સરવરમાં ભમતાં
કેસૂડે રંગ લીધા,
સૂરજદાદાની આંગળીએ રમતાં
કેસૂડે રંગ લીધા,
કરી પાંદડીના નાનકડા નેવાં
કેસૂડે રંગ લીધા,
મળ્યા એવા મારગડાને દેવા
કેસૂડે રંગ લીધા,
પછી શણગારી ડાળીઓ સુકી
કેસૂડે રંગ લીધા,
પાને પાને ફૂમતડાં મૂકી,
કેસૂડે રંગ લીધા.





## ઉઘાડી રાખજો બારી

દુ:ખી કે દર્દી કે કોઈ ભૂલેલા માર્ગવાળાને,
વિસામો આપવા ઘરની ઉઘાડી રાખજો બારી.
ગરીબની દાદ સાંભળવા,અવરનાં દુ:ખને દળવા,
તમારાં કર્ણ નેત્રોની ઉઘાડી રાખજો બારી.
પ્રણયનો વાયરો વાવા,કુછંદી દુષ્ટ વા જાવા,
તમારા શુદ્ધ હૃદયોની ઉઘાડી રાખજો બારી.
થયેલાં દુષ્ટ કર્મોના છૂટા જંજીરથી થાવા,
જવા સત્કર્મની,ઉઘાડી રાખજો બારી.

- પ્રભાશંકર પટ્ટણી

## સૂની રે ડેલી ને સૂના ડાયરા,

સૂની રે ડેલી ને સૂના ડાયરા,
સૂનાં છે કંઈ રામાવાળાનાં રાજ રે,
ઘેલી ગરના રાજા, વાવડી છોડીને વેરે નીકળ્યા...
પેલી રે ભાંગી પોતાની વાવડી,
પછી ભાંગ્યાં ગાયકવાડી ગામ રે,
ઘેલી ગરના રાજા, વાવડી છોડીને વેરે નીકળ્યા.
પાણી રે પાતા પટલને મારિયો,
વાંહે છૂટી છે ગાયકવાડી ફોજ રે,
ઘેલી ગરના રાજા, વાવડી છોડીને વેરે નીકળ્યા.
પાટુ રે મારીને પટારો તોડિયો,
વાગી ગઈ કંઈ ડાબા પગમાં ચૂંક રે,
ઘેલી ગરના રાજા, વાવડી છોડીને વેરે નીકળ્યા...
પાટો રે બાંધ્યો ને પીડા ઉપડી,
તેડાવો કંઈ અમદાવાદી વૈદ રે,
ઘેલી ગરના રાજા, વાવડી છોડીને વેરે નીકળ્યા.
ભુરા ભરવાડે આવી ભોળવ્યો,
દીધી તેણે જૂનાણાને જાણ રે,
ઘેલી ગરના રાજા, વાવડી છોડીને વેરે નીકળ્યા..



## થોડો વગડાનો શ્વાસ....

થોડો વગડાનો શ્વાસ મારા શ્વાસમાં
પહાડોનાં હાડ મારાં પિંડમાં ને
નાડીમાં નાનેરી નદીયુંનાં નીર,
છાતીમાં બુલબુલનો માળો ને
આંગળીમાં આદિવાસીનું તીણું તીર,
રોમરોમ ફરકે છે ઘાસમાં
થોડો વગડાનો શ્વાસ મારા શ્વાસમાં
સૂરજનો રંગ મારાં પાંદડાં પિયે ને
પિયે માટીની ગંધ મારા મૂળ,
અર્ધું તે અંગ મારું પીળાં પતંગિયાં ને
અર્ધું તે તમરાંનું કુળ,
થોડો અંધારે, થોડો ઉજાસમાં
થોડો ધરતીમાં, થોડો આકાશમાં
થોડો વગડાનો શ્વાસ મારાં શ્વાસમાં

- જયંત પાઠક



## જાગે જે કોઈ:

જાગે જે કોઈ ધનનો ધણી, જાગે જેને ચિન્તા ઘણી,
જાગે રાત અંધારી ઘોર, જાગે ઘન વરસતે મોર!
જાગે જેના ઘરમાં સાપ, જાગે દીકરીઓનો બાપ,
જાગે જેને માથે વેર, જાગે જેહ કરે બહુ ઘેર.
જાગે જે જપતો જગદીશ, જાગે જેને દેવું શીશ,
જાગે જે કોઈ હોયે જાર, જાગે જે કોઈ સાધે જોગ,
જાગે જે કોઈ ચોકી કરે, જાગે જે પ્રતિહારું કરે!

- શામળ

## શિવગિરામૃત

સંસાર નાટક શાળા, ખેલ થાય અનેક અપારા
ભરમાતા ખેલ જોનારા સંસાર નાટક શાળા.
પડદા નાખ્યા રૂપાળા, કોઈ લાલ પીળા ને કાળા,
દેહાભિમાને ભૂલ ખાનારા... સંસાર-૧
મૃગજળથી બાળક મોહ્યા, તેમ તૃષ્ણાહાર પણ દોડયા,
સરવાળે શૂન્ય નિહાળ્યા.... સંસાર-૨
કોઈ રૂવે કૂટે કોઈ ગાવે, કોઈ તાલમેં તાલ મિલાવે,
આશાના પુરે તણાયા.... સંસાર-૩
જોયા રંક શ્રીમંત મહારાયા, નવ સુખીયા કોઈ દેખાયા,
દેખાદેખી સૌ તણાયા... સંસાર-૪
સંસાર સ્વપ્ન નિહાળી, ભૂલા પડે રે નરને નારી,
દુ:ખ વેઠે અપરંપાર... સંસાર-૫
સંસાર સ્વપ્નથી જાગો, તો ભય સઘળા ભાગો,
દીર્ઘ પ્રણવે અમૃત ધારા... સંસાર-૬
રસો વૈસઃ મંત્ર વિચારી, નામ રૂપ સર્વે વિરમાવી,
શિવ સ્વપ્ન ભ્રમ સંહાર્યા... સંસાર-૭




## કંઠે રૂપનું હાલરડું (માનેતીની આંખ)

- ફિલ્મ- ગુણસુંદરીનો ઘરસંસાર

કંઠે રૂપનું હાલરડું ને આંખે મદનો ભાર,
ઘૂંઘટમાં જોબનની જવાળા ઝાંઝરનો ઝનકાર.
લાંબો છેડો છાયલનો ને ગજરો ભારોભાર,
લટક મટકની ચાલ ચાલતી જુઓ ગુર્જરી નાર.
લાંબો ડગલો ને મૂંછો વાંકડી શીરે પાઘડી રાતી,
બોલ બોલતો તોળી તોળી છેલછબીલો ગુજરાતી
ભલે લાગતો ભોળો હું છેલછબીલો ગુજરાતી.
મેંદી તે વાવી માળવે એનો રંગ ગયો ગુજરાત રે, મેંદી રંગ લાગ્યો...
નાનો દિયરિયો લાડકોને કંઈ લાવ્યો મેંદીનો છોડ રે,મેંદી રંગ લાગ્યો...
વાટી ઘૂંટીને ભર્યો વાડકોને ભાભી રંગો તમારા હાથ રે, મેંદી રંગ લાગ્યો...
મેંદી તે વાવી માળવે એનો રંગ ગયો ગુજરાત રે, મેંદી રંગ લાગ્યો...
હાથ રંગીને વીરા શું કરે કરું એનો જોનારો પરદેશ રે, મેંદી રંગ લાગ્યો...
મેંદી તે વાવી માળવે ને એનો રંગ ગયો ગુજરાત રે, મેંદી રંગ લાગ્યો...
લાખ ટકા આલું રોકડા, કોઈ જાવ જો દરિયા પાર. મેંદી રંગ લાગ્યો...
શોકયના સાયબાને જઈ એટલું કે...જો તારી બેની પરણે, ઘરે આવ્ય. મેંદી રંગ લાગ્યો...
બેની પરણે તો ભલે પરણે, એની ઝાઝા દી રોકજો જાન. મેંદી રંગ લાગ્યો...
શોકયના સાયબાને જઈ એટલું કે...જો તારો વીરો પરણે ઘરે આવ્ય. મેંદી રંગ લાગ્યો...
વીરો પરણે તો ભલે પરણે, એની જાડેરી જોડજો જાન. મેંદી રંગ લાગ્યો...
શોકયના સાયબાને જઈ એટલું કે..જો તારી માડી મરે ઘરે આવ્ય. મેંદી રંગ લાગ્યો...
માડી મરે તો ભલે મરે, એને બાળજો બોરડી હેઠ. મેંદી રંગ લાગ્યો...
શોકયના સાયબાને જઈ એટલું કે..જો તારી માનેતીની ઊઠી આંખ.મેંદી રંગ લાગ્યો...
હાલો સિપાઈઓ, હાલો ભાઈબંધીઓ હવે હલકે બાંધો હથિયાર.મેંદી રંગ લાગ્યો...



આંગળી ખુદની જ બસ ઝાલો તમે
પૂર્ણ શ્રધ્ધાના પથે ચાલો તમે
હો તમારા શબ્દમાં સંજીવની
કે,કરો જીવિત કંકાલો તમે!
એક છૂપા સંતના આશિષ છે
કે સદા ફૂલો,ફલો,ફાલો તમે



- શ્રી કરસનદાસ લુહાર

## વૃંદાવન

વૃક્ષોના ચહેરા ઊજળા જોઈ
નાહેલા શિશુને તેડીને ઊભેલી માતા
શ્વાસમાં ભીના પ્રાણવાયુના સ્પર્શે
રાજી છે પહેલા વરસાદ પર
તડકો તેજસ્વી લાગે છે
પર્ણપુષ્પના સાહચર્યમાં.
નિશાળમાંથી મોસાળમાં આવ્યા હોય
એમ પંખી ઊડયા કરે છે.
બાળકોને પાંખની ખોટ નથી સાલતી
કેડી વિનાની ભૂમિ પર
પગ મુકાય ન મુકાય ને
ઊપડે છે ઊડતાં.
ભથવારીના મનનો મોર
આંબાની ડાળે બેઠો છે.
બલરામના હળ પર પડેલું મોરપિચ્છ
ઊંચકાય છે.
નુપૂર અને કંકણના રવ પછી
સંભળાય છે વાંસળી.
ખોલેથી છૂટેલા વાછરડા માટે
ખેતર બની ગયું છે વૃંદાવન.



## તમને ફૂલ દીધાનું યાદ....

- રમેશ પારેખ

તમને ફૂલ દીધાનું યાદ....
ધીમેધીમે ઢાળ ઊતરતી ટેકરીઓને સાખે
તમને ફૂલ દીધાનું યાદ
સળવળ વહેતી કેડસમાણી લીલોતરીમાં શેઢે સોનલ..
અમે તમારી ટગરફૂલશી આંખે ઝૂલ્યા ટગરટગર તે યાદ
અમારી બરછટ હથેળીઓને
તમે ટેરવાભરી કેટલીવાર પીધાનું યાદ
ધીમેધીમે ઢાળ ઊતરતી ટેકરીઓને સાખે
તમને ફૂલ દીધાનું યાદ.
અડખે પડખે ખેતરમાં ચાસ પાડતાં
હળ મારી આંખોમાં ફરતાં
એકલ-દોકલ કોઈ ઉછળતું સસલું દોડી જતાં
ઝાંખરાં પરથી પર્ણો ખરતા
તરે પવનના લયમાં સમળી તેના છાંયા
છૂટાછવાયા ફાળ ઘાસમાં ભરતા
ડાળ ઉપર ટાંગેલી ઠીબનું
નાનું સરખું બપોર ઊડી એકસામટું
પાંખ વીંઝતું હવા જેવડું થાય
ડાળ ઉપર ટાંગેલી ઠીબમાં સવાર પીતું
નીલરંગનું પંખી જોઈ ઝાડ ભૂલ્યાનું યાદ
ધીમેધીમે ઢાળ ઊતરતી ટેકરીઓને સાખે
તમને ફૂલ દીધાનું યાદ

## શમણાં

શમણાં કેમ હશે નંદવાતાં ?
દિશાદિશાથી ઊમટી ઊભરી
તરશી ને વિહવળ ધરતી પર મેઘ મદે ઠલવાતાં ,
ત્યારે કેમ હશે કરમાતાં ?
ફૂલડાં કેમ હશે કરમાતાં ?



નમણાં કેમ હશે નંદવાતાં ?
શમણાં કેમ હશે નંદવાતાં ?
દૂરદૂરથી ભૂલાં પડેલાં - ભૂલવી દેતાં - વાદળ નીરખી
કેમ હશે ભરમાતાં ?
ચાતક , કેમ હશે ભરમાતાં ?
શમણાં કેમ હશે નંદવાતાં ?

- જગદીશ જોશી

# ૫.આહાર શુદ્ધતા

- શ્રી કે. એસ.પટેલ

*કુદરતે સર્જેલી સૃષ્ટિમાં પ્રત્યેક જીવનો પોષણનો આધાર છે પ્રકૃતિ. માનવ જ્યારે પ્રકૃતિમય જીવન જીવતો ત્યારે તેનું પોષણ પણ પ્રકૃતિ આધારિત હતું. બુદ્ધિબળે આપણે સ્વતંત્ર થયાને આધુનિક આહાર ઝાળ રચી. આપણા ખોરાકમાં દિન-પ્રતિદિન વિષતત્વ ભળતા ગયા, કહેવાય છે કે આજની આપણી ખોરાકની ડીશ જો ૧૦૦ વર્ષ પહેલાંના બાળકને આપી દેવામાં આવે તો ખોરાકના ઝેરથી તુરંત મૃત્યુ પામે. જોકે અનુકુલન સાધી આપણું શરીર એટલું ઝેર પચાવતું થઈ ગયું જેથી તેની અસર આપણને થતી નથી. બજારમાં આવતા શાકભાજી, ધન-ધાન્ય, ખાધ્ પદાર્થોના ઉત્પાદનમાં પુષ્કળ માત્રામાં રાસાણિક ખાતરો અને જંતુનાશકોનો ભરપુર ઉપયોગ માનવજીવન માટે ચિંતાનો વિષય છે. -આવું જ ઘાસચારાનું પણ છે. દુધ આપતા પશુઓના દૂધમાં પણ આવા ઝેરી રસાયણોની માત્રા જોવા મળી છે.*

*-જૈવિક આહાર માટે જમીન પણ સુરક્ષિત રહી નથી. જમીનનું પ્રદુષણ તો વળી એસિડવર્ષા અને પ્રદૂષિત વાતાવરણ, પાણીનું પ્રદુષણ માનો આહારશૃંખલા પર તો આભ જ તૂટી પડયું. -જૈવિક ખેતીના પ્રયોગો થઈ રહ્યા છે, પરંતુ તેનુ પ્રમાણ ખૂબ ઓછુ છે અનેઉત્પાદન પણ ઓછું છે. ખોરાકી વિષથી બચવા ૧. અન્ન અને શાકભાજી શક્ય હોય ત્યાં સુધી જૈવિક ખેતીના વાપરો. ૨. ઘર આંગણાના શાકભાજી વાપરો. ૩. ગોપાલકો પશુઓને જંગલનો ચરાવે તેવા ગાય, ભેસના દુધ, ઘીનો આહરમાં ઉપયોગ કરવો. તત્વ શુદ્ધિ એક મહત્વનું પાસું છે. વૈદિક સંસ્કૃતિમાં આહાર શુદ્ધિમાટે ખાસ સાવધાની રાખવાનું સૂચવવામાં આવ્યું છે. કયા સમયે કેવો ખોરાક લેવો જોઈએ તેની તેના પર ખૂબ ભાર આપવામાં આવ્યો છે. પ્રકૃતિ સાથે આપણો ગજબનો નાતો છે તેથી આપની જન્મભૂમિ, કર્મભૂમિની આસપાસના ૨૦ કીલોમીટરના વિસ્તારમાં ઉતપન્ન થતા ફળો, શાકભાજી, મરી મસાલા , અન્નનો ખોરાક તરીકે ઉપયોગ કરવો સ્વાસ્થ્ય માટે હિતકારી છે. આજકાલ માતા-પિતા કરતાં ઓછી વયે ગુજરી જતાં સંતાનોનું પ્રમાણ વધી રહ્યું છે જે ચિંતાનો વિષય છે. તે માટે જવાબદાર કારણો પૈકી નવી પેઢીમાં વ્યસનનું વધેલું પ્રમાણ અને કુદરતી નિયમો તરફનું આપણું દુર્લક્ષ પણ એટલુંજ જવાબદાર છે. -ખોરાકની અનિયમિતતા, -સૂવા ઊઠવાની અનિયમિતતા, -કુદરતી તત્વો, સૂર્યપ્રકાશ, વનસ્પતિ, ખુલ્લાઆકાશ, કુદરતી જળસ્રોત સાથેનો સંસર્ગ તૂટવો. -બજારુ ખોરાકની આદતો, ફાસ્ટફૂડ, સ્પાઈસી ફૂડઈઈ -કેટલાક ખોરાક એવા હોય છે કે જેનું વ્યસન થઈ જાય છે. જેટલી વ્યસનથી બરબાદ થાય છે તેટલી વ આવા ખોરાકથી થાય છે.*

*-યુવાનોમાં ફાસ્ટફૂડનો ક્રેજ જોવા મળે છે, સાથે જ કેટલાક બજારુ ખોરાક લીધા પછી ઠંડાપીણા અને ધુમ્રપાનની લત લાગી જાય છે. -ખોરાક પછી છાસ લેવી સ્વાસ્થ્ય માટે ઉત્તમ ગણાય છે. છાસ ઘરે બનાવવી સરળ છે અને તે ઉત્તમ પણ ખરી. તેનાથી સાવધ રહો , આરોગ્યના ભોગે કોઈ વ્યસન કે ફેશનમાં ફસાશો નહીં. ટૂથપેસ્ટથી અને બ્રશનો ઉપયોગ કરનાર માટે મોં ના જડબા નબળા પડી જાય છે. કારણ દાંત અને જડબાને વ્યાયામ મળતો નથી. પરીણામે મોંની કસરત કરાવવી પડે છે. પેસ્ટથી મોંઢામાં ઉત્પન્ન થતા લાળરસનું પ્રમાણ ઘટી જાય છે જે પાચનક્રિયામાં વિક્ષેપ કરે છે. બાવળ-આવળના દાતણ -અવાળુ મજબૂત કરે-દાતણ ચાવવાથી મોં વાટે એકઠા થયેલા ખરાબ પદાર્થો નીકળી જાય છે. બાવળમાં ચામડા કેળવવાનો ગુણ છે. તેમાં ટેનિન હોવાથી ચામડીને સારી અસર કરે છે. જાણવા ખાતરતો એકાદ વખત દાતણ કરો, ફાવે તો અઠવાડિયામાં એકાદ વખત અને જો નિયમિત દાતણ કરો તો ઉત્તમ જ છે. શિયાળાની ઋતુમાં વનસ્પતિ વધુ ગુણદાયી હોય છે તેનો લાભ લેવાનું રખે ચૂકતા. આપણા જૂના ખાન-પાન અને અન્ય રિવાજો ને એકદમ કાઢી નાખવા કરતાં તેને સમજી વિચારી બદલતા સમય સાથે યોગ્ય ફેરફાર કરીએ. આરોગ્યને પ્રાથમિકતા આપીએ. મોરડન લાઈફસ્ટાઈલ અપનાવવામાં જીવન વેડફાય ન જાય એ સમજવાની જરૂર છે. દરેક દર્દની દવા કરાવી શકશો, દવા કરાવવા જેટલું કમાઈ લેશો, પણ સુખ-શાંતિ વેડફાય જશે તેનું થોડું બજેટ ફાળવો જેમાં નાણાં નહી સમજદારી વાપરવાની છે. આરોગ્યના કુદરતના નિયમોને વળગી રહેશો તો સુખ-શાંતિ પામશો ને દિર્ઘ આયુષ્ય પણ.*

*શરીરની જરૂરિયાત કરતાં વધુ આહાર , વારંવાર લેવાતો આહાર માનવીના સૌંદર્ય, આરોગ્ય, સુખ, ધન, શ્રમ અને આયુષ્યનો 'ક્ષય'કરનાર છે.*

# ૬.શંખનાદ દિવ્ય ધ્વનિ

*શ્રી આર.સી.પગી*



વિજ્ઞાનાચાર્ય જગદીશચંદ્ર વસુ મહોદયે સિધ્ધ કરી બતાવ્યું છે કે, શંખનો અવાજ જેટલા પ્રદેશમાં પહોંચે છે, તેટલા પ્રદેશમાં અનેક રોગજંતુનો નાશ થઈ જાય છે. આથી જણાય છે કે, સવાર અને સાંજ બંને વખત સંધિના સમયે મંદિરોમાં અને બીજી અનેક જગ્યા પર શંખ વગાડવાને કારણથી જ પ્રથા પડેલી હોવી જોઈએ. આ વાત અત્યારે પણ જૂના વિચારના હિંદુઓમાં પ્રસિધ્ધ છે કે, સંધિના સમયે શંખ વગાડવાથી રાક્ષસ દૂર થઈ જાય છે. અને રાત્રિનો સમય રાક્ષસોનો જણાવેલો છે. સંધ્યાના સમયે કંઈ એક રોગોની વૃધ્ધિ થાય છે અને તે અર્ધરાત્રિપર્યંત વધતી જ રહે છે. આપણે તે રોગીષ્ઠ જંતુને રાક્ષસ કહી શકીએ.

રાક્ષસ એને કહીએ છીએ, કે જેનાથી રક્ષા કરવી જોઈએ અને જેનાથી અલગ રહેવું જોઈએ. એવા અર્થમાં રોગજંતુને આપણે રાક્ષસ માનીએ છીએ. ઘણા વિદ્વાન વૈધો, રાક્ષસ શબ્દનો અર્થ રોગજંતુ માને છે. સંધિના સમયમાં રોગના જંતુઓ ઉત્પન્ન થાય છે અને તે વધીને આગળ ફેલાય છે, માટે તે સમયે શંખ વગાડવાથી આરોગ્યતાને ઘણો લાભ થાય છે. ફાટી નીકળતા રોગપ્રસંગે આ પ્રયોગ જરૂર કરવો જોઈએ. આજકાલ વિજ્ઞાનવેત્તાઓ જે ચીજોની શોધ કરે છે, તે જોઈને સમસ્ત ભારતવાસીઓ આશ્ચર્યમાં પડી જાય છે. પરંતુ પોતે તો કાંઈ નથી કરતા. મૂંગા માણસની સાથે શંખના પ્રયોગની વાત લઈએ. મારી માન્યતા પ્રમાણે મુંગા માણસને દરરોજ બે-ત્રણ કલાક શંખ વગાડવાનું કહેવું જોઈએ. આ પ્રયોગનો વધારે પ્રમાણમાં અભ્યાસ કરાવતા જઈએ અને વાત કરવાનો પણ અભ્યાસ કરાવતા જઈએ તો મૂંગો માણસ બોલવા માંડશે. વળી તેની સાથે સાથે શંખમાં- ૨૪ કલાક સુધી પાણી ભરી રાખીને તેને પીવરાવીએ તથા શંખભસ્મનો પણ પ્રયોગ કરી શરીએ તો અવશ્ય લાભ થાય છે.

પહેલાંના સમયમાં પણ નાના નાના છોકરાંઓનાં ગળામાં પણ નાના નાના શંખમાં છિદ્ર પાડીને ગળે બાંધવાનો રિવાજ હતો. તેથી નાનાં છોકરાં જલદી બોલતાં શીખતાં હતાં. પણ આજ તો તે રિવાજ કાઢી નાખ્યો છે. આ પ્રમાણે નાના શંખમાં છિદ્ર પાડીને મુંગા માણસને તેનો હાર પહેરાવવાથી તેને બોલવાની શકિત જલદી આવી જાય છે.

કોમોપૌથિક ડોકટર જેવી રીતે રંગીન શીશીઓમાં પાણી ભરીને પીવડાવે છે અને રોગ દૂર કરે છે, એવી જ રીતે શંખમાં પાણી ભરીને પીવડાવ્યા કરો, તો જંતુસહિત રોગનો જડમૂળથી નાશ થશે અને ગરીબ માણસને પૂરો ફાયદો પણ મળશે. શંખની ભસ્મ પણ બનાવે છે, એ વાત તો શાસ્ત્રોમાં પણ લખી છે. વિદ્વાન વૈદ- ડોકટરો એને રોગ ઉપર કામમાં લે છે, અને તેથી ફાગદો પણ થાય છે. આ પ્રયોગથી ઘેલછાના રોગમાં પણ વધારે ફાયદો થાય છે. મૃગી, બધીરતા, કર્ણરોગ, બંધકોષ, મંદાગ્નિ, નેત્રરોગ વગેરેમાં તેનાથી જલદી આરામ થાય છે. તેમાં વધારે પૈસાનો વ્યય કરવાની આવશ્યકતા રહેતી નથી અને અત્યંત લાભદાયક ચીજ છે. એના ફાયદાનો લાભ જરૂર લેવો જોઈએ.

અયોધ્યાના નવાબ 'શુરાજીઉદૌલા'
૧.હાથીના પાછલા પગ પર ચઢીને બે હાથથી પૂંછડુ તાણી હાથીને હાલવા દેતા ન હતા.
૨.નદીમાંથી મગરનું પૂછડું પકડી ને કાચિંડાની પેઠે બહાર ફેંકી દેતા.શારીરીક ક્ષમતાઓ કુદરતના નિયમોનું યોગ્ય રીતે પાલન કરવાથી પ્રાપ્ત થાય છે.

આહાર શુદ્ધતા..પૂરક

## ૭.સુભાષિત રત્નકણિકા

- શ્રીમતી અલ્પાબેન ડી. પટેલ

**द्रुमाः सपुष्पाः सलिलं सपद्मं स्त्रियः सकामाः पवनः सुगन्धिः ।**
**सुखाः प्रदोषा दिवसाश्च रम्याःसर्वं चारुतरं वसन्ते ॥**

### : : શબ્દાર્થ ::

द्रुमाः- વૃક્ષો, सलिलम्- પાણી, सपद्मम्- કમળોવાળું, स्त्रियः- સ્ત્રીઓ, सकामाः- કામનાવાળી,પ્રેમભરી, प्रदोषा- રાતનો પ્રારંભિક કાળ, प्रदोष કહેવાય, रम्याः- રમણીય, चारुतरम्- અતિશય સુંદર

અનુવાદઃ

વૃક્ષો ફૂલોવાળા છે. પાણી કમળોવાળું છે.
સ્ત્રીઓ કામનાવાળી છે. પવન સુવાસવાળો છે.
પ્રદોષકાળ( સાંજનો સમય) સુખમય છે અને દિવસો રળિયામણા છે.
વસંતઋતુમાં સઘળું ખૂબ સોહામણું છે.

વસંતઋતુમાં વૃક્ષો ફૂલોવાળા અને તાજા જાણે કે લીલી ચૂંદડી ઓઢી હોય તેવા લાગે છે. પાણીમાં સુંદર કમળો ખીલેલા હોય છે. આ બધા ફૂલોની સુગંધથી સ્ત્રીઓ પ્રેમસભર બની જાય છે, કેમ કે વાતાવરણમાં સોડમ ફેલાયેલી હોય છે. પવન સોડમયુકત બની જાય છે. આખું વાતાવરણ આહ્લાદક લાગે છે. વસંતઋતુમાં સમીસાંજનો સમય સુદોાયક લાગે છે. સાંજનો સમય એકદમ ખુશનુમા હોય છે. વાતાવરણમાં તાજગીનો અહેસાસ થાય છે. આમ, વસંતઋતુનું બધુ જ અતિશય સોહામણું લાગે છે.

આમ, વસંતઋતુની વાત કરી એ જ બાબત આપણા જીવન પર નિર્ધારિત છે.

આમ, દેખીતી રીતે વાત ફૂલની છે પણ ફૂલ તો નિમિત્ત છે, પ્રતીક છે.

કોઈક ફૂલ રૂપાળું હોય, કોઈક ફૂલ સુંવાળુ હોય, કોઈકમાં સુગંધ હોય, કોઈકમાં ન પણ હોય એ ફૂલ છે એટલું પુરતું છે. જે વ્યકિતમાં ચૈતન્યનો વિસ્તાર થયો હોય એને ગમા-અણગમાના ભેદ નથી હોતા. કોઈ પણ માણસ સાવ ન ગમે એ તો કેમ બને? દરેક માણસમાં કશું ક એવું હોય છે કે જેનું કોઈકને કોઈક તત્ત્વ સ્પર્શે.

માણસને ઈશ્વરે પૃથ્વી પર મોકલ્યો છે એનો અર્થ જ એવો કે એનું અહીં કોઈક પ્રયોજન છે. કદરૂપા માણસમાં પણ કયાંક ને કયાંક સૌંદર્ય હોય છે. બગીચામાં ઘણા બધા ફૂલછોડ હોય આખો બગીચો સોડમયુકત હોય પણ એ બધાં છોડમાંથી કયા છોડના ફૂલની સુગંધ આવે છે તે આપણને ઓળખતા આવડવું જોઈએ. આમ, આ જગતમાં ઘણા બધા પ્રકારના માણસો હોય તેમાંથી યોગ્ય માણસને શોધતાં આવડવું જોઈએ. સારામાં સારા માણસમાં પણ કોઈક ઓછપ હોય જ છે પણ એ ઓછપને અવગણતાં આવડવું જોઈએ. એક માણસ બીજા માણસને સ્વીકારી ન શકે એનો અર્થ એવો કે એનામાં સ્વીકૃતિની સહજ ભૂમિકા નથી.

''માનવીની આંખ જયાં માનવી સંકાય ના
એક ફૂલ જયારે ફૂલ કેરા હાથમાં ગૂંથાય ના''

આપણે પ્રકૃતિના સૌંદર્યને નિહાળવા મચાટે ચર્મચક્ષુ જરૂરી છે તેમ મનુષ્યહૃદયના સૌંદયને પામવા માટે હૃદયચક્ષુ જોઈએ.

# ૮.જીવનયાત્રાના પદચિન્હો..

**- શ્રી ભીખુભાઈ આર. પટેલ**

*બ્રહ્માંડનો સૌથી રહસ્યમય ગ્રહ શોધવાના પ્રયત્નો વર્ષોથી થતા રહ્યા છે અને થતા રહેશે. પરંતુ એક વાત નિશ્ચિત છે કે પૃથ્વી જેટલો રહસ્યમય ગ્રહ બ્રહ્માંડમાં મળવો મુશ્કેલ છે. પૃથ્વી નહી પૃથ્વી પરનું સમગ્ર અસ્તિત્ત્વ એક રહસ્ય જ છે.લાખો-કરોડો જીવ જન્મે છે, જીવે છે અને મરે છે. જીવો કેવી રીતે જન્મે છે? એના કરતાં કેમ જીવે છે? અને કેમ મૃત્યુ પામે છે? આ બે રહસ્યો જ્યાં સુધી રહેશે ત્યાં સુધી સૃષ્ટિચક્ર ચાલતું રહેશે એમ કહેવું અસ્થાને નથી. જન્મ પહેલાંની ખબર નથી ને મૃત્યુ પછી કોઈનો પત્તો નથી. અહીં તો જન્મથી મૃત્યુ સુધી મનુષ્ય યાત્રા કરે છે. પ્રકૃતિના સજીવ ઘટકોમાં એક નિત્યક્રમ એવો રહ્યો છે જન્મ ધરવો, વિકસવું, કરમાઈને નામશેષ થવું એ સ્વગુણધર્મને આધારે ચાલતું રહે છે. કેટલાંક જંતુઓનો જીવનકાળ મિનિટોમાં હોય છે. આપણી જાણમાં આવ્યું છે તેવા સૂક્ષ્મ જીવોની વાત છે. કદાચ તેનાથી પણ અલ્પકાળ માટે જીવનારા ઘણા જીવો અસ્તિત્ત્વ ધરાવતા હશે. તો વળી, આપણો જીવનકાળ ૬૦ થી ૧૦૦ વર્ષનો ગણાય છે. પહેલાં વધુ હતો અને હવે પછી ઘણો વધશે એવી આગાહી વિજ્ઞાન કરી રહ્યું છે. ભગવાન કરે એ લાભ આવનારી પેઢીને મળે.એક જાણકારી મૂજબ માનવ મનની શક્તિનો મોટો હિસ્સો વણ વપરાયેલો રહે છે.*

*માનવમનની અગાધ શકિતની જાણકારી આપણા ઋષિમુનિઓ પાસે હતી. જેના વડે બ્રહ્માંડના અગણિત રહસ્યોની જાણકારી તેમની પાસે હતી. જે પૈકી કેટલું જ્ઞાન આપણને વેદો- ઉપનિષદોમાં મળે છે. ગર્ભના અંધકારમાંથી જન્મ ધરી ફરી અંધકારમાં સમાઈ જાય છે. જે પ્રત્યેક જીવને લાગુ પડે છે. જન્મ શરીર ધરે છે. શરીર ધરીને કરવાના કાર્યો પ્રાણી સહજ હોય છે. પરંતુ મનોમન વિચારથી મનને પેલે પાર જવાની ઘટના માનવેતર પ્રાણીઓમાં જોવા મળતી નથી. માનવજન્મ ધરી જીવન કૃતાર્થ કરવું રહ્યું. નહી તો ફોગટ ફેરો સમજવો. જન્મ પૂર્વે, મૃત્યુ પછી અંધકારની કાળી ચાદર ઓઢી છે. પ્રકાશ તો તેની વચ્ચે જ પથરાયો છે. જીવની ગર્ભથી ભૂગર્ભની યાત્રા અંધકાર ટુ અંધકાર વાયા પ્રકાશની યાત્રા છે.*



*પ્રકાશની યાત્રા એટલે જીવન. જીવનને પ્રકાશિત કરવા પોતાનામાં રહેલી શકિત ઓળખો એટલે તેને કેળવવાનું શરૂ કરી દો. તમારામાં જે સંભાવનાઓ દેખાય તેના પર તુરંત કાર્ય શરૂ કરી દો. તમને યાત્રી હોવાની સંભાવના દેખાય તો યાત્રા શરૂ કરી દો. કોલંબસ મુસાફર બની નીકળ્યો હતો પણ વાસ્તવમાં વિશ્વનો પ્રથમ યાત્રિક હતો. તેણે પોતાનામાં રહેલી સંભાવનાને ઓળખી લીધી. વિશ્વના અનેક દેશોની યાત્રા કરી. જેનામાં કલાની સંભાવના દેખાય તે કલા સાહિત્યની આરાધના ચાલું કરી દે. મોનાલીસા કોઈ સ્વપ્નમાં આવેલ સુંદર ચિત્ર ન હતું,મનમાં રહેલી સંભાવનાઓને સાકાર કરી બતાવી.ગાયક બનવું હોય તો ગાવાનો પ્રારંભ કરી દો. જે હોય તે પણ શરૂ કરવું ઘટે. મનુષ્યનો સ્વભાવ છે સુખપૂર્વક જીવન જીવવાનો તેથી તે જીવનપર્યંત સુખ માટે રત રહે છે. સુખી થવાના રસ્તા અનેક છે. જેમ અનેક માનવીને મન પણ અનેક. આ જગતના ભૂલભૂલામણીભર્યા રસ્તાઓ, તેમાં માર્ગ બનાવતો માનવી અનેક અવરોધો, વિરોધોનો સામનો કરી સામે કિનારે પહોંચી જાય છે. પતિ-પત્ની, ભાઈ-ભાઈ, ભાઈ-બહેનો, માતા-પિતા, સંતાન-જન્મદાતા, પરસ્પર પ્યાર ઈચ્છે છે. જે લોહીના સંબંધો ધરાવે છે. જ્યારે મિત્ર, ગુરૂ પણ પરસ્પર સંબંધ ઈચ્છે છે એમ કરતાં સુખમય જીવનની યાત્રાના સાથીઓની ખોજ ચાલતી રહે છે. અંધકારને ઉલેચનારા જ પ્રકાશ પામી શકે છે. જીવનયાત્રાનો પ્રકાશપથ તેમનો માર્ગ ઉજાગર કરે છે. ભારતયાત્રા હોય કે વિદેશયાત્રા, પછી ચંદ્રયાત્રા હોય કે મંગળયાત્રા. જીવનનું ઉચ્ચ ધ્યેય હાંસલ કરવા થકી આરંભેલી યાત્રા મૃત્યુપર્યંત ચાલુ રહે છે. તેનો આખરી પડાવ મૃત્યુશૈયા છે. જન્મથી મૃત્યુ સુધીની જીવનયાત્રાને દિવ્ય પ્રકાશથી ભરી દે એવું જીવન જીવવાનો દૃઢસંકલ્પ કરીએ અને તે સાથે સુજ્ઞજનોને આ* **'યાત્રા પુષ્પ'** *અર્પણ કરૂં છું.*

## અરે ઓ ભાઈ!..ક્યાં ખોવાયા?

ગુમસુમ માણસોની જમાત બેઠી હતી. આવા માણસો જેમ કાણ-માંકાણમાં ભેગા થયા હોય એવા લાગે. આંખો ચકરવકર ફર્યા કરે, શું દેખે છે એ ખબર ન પડે. જે દિશામાંથી અવાજ આવે એ દિશામાં નજર ફરી જાય, કાન સરવા કરી સાંભળે ખરો, પણ બધુ પેટમાં ભરી રાખે. આવા લોકો વિસ્ફોટક હોય છે. આવા લોકો માટે ગામડામાં એક કહેવત છે “મીંઢો મીંડુ વાળે”. વાત એમ પણ બને છે. આવો સ્વભાવ જન્મજાત નથી હોતો. પરંતુ (ઇન્ફીયારીટી કોમ્લેક્ષ) લઘુતાગ્રંથીથી પિડાતી વ્યકિતમાં આવું વધુ જોવા મળે છે. તેનો બોલ પડી જશે, અસ્વીકાર થશે એવી તેને ભીતી રહ્યા કરે છે. જો એને એકાદ વખત વાત કરવાની ત્રેવડ આવી જાય પછી એની વાણી સાથે સ્વભાવ પણ બદલાઈ જાય છે. બાકી આંખે દેખે નહી ને કાને સાંભળે નહી એ ચાલે પણ ન બોલે એ નખ્ખોદ વાળે.એવી અનુભવવાણી સાચી પણ પડે.

ઘણા માણસો સ્વભાવે ઓછું બોલતા હોય તે ગમે. પરંતુ વાણીનો દુર્વ્યય કરનારા એનાથી વધુ ભારે હોય છે. ઘણા વ્યકિતઓને બીજાને સાંભળવાની ટેવ જ નથી હોતી. એ જ બોલ્યા કરે. તેમના માટે સામાન્ય રીતે લોકો વિવિધ ભારતીનું ઉપનામ આપે. ઘરનું કામ કરતાં કરતાં સાંભળવાની મજા આવે એવું ભાષણ હોય. નુક્કડમાં કે સોસાયટીના નાકે શાક સુધારવા બેઠેલી બહેનોમાં વાતો કરનાર એકાદ બહેન હોય તો જ જામે.

કેટલાક માણસો ચોકક્સ જગ્યાએ નિયમિત એકત્ર થતા હોય છે. જેમાં કેટલાંક આગવી વિશેષતા ધરાવતા હોય છે.જેમ તારક મહેતાના ઊલટા ચસ્માાં જોવા મળે છે. પરંતુ તેમાં એકાદ માણસ એવો હોય જેમ મધપૂડામાં રહેલી રાણી માંખ. તે જગ્યા છોડે નહી અને તે મધપૂડાની માખીઓ પરાગગ્રહણ કરી એ જ મધપૂડામાં આવી જાય. એમ તેમની ટોળકી બની જાય.

જમ્યા પછી કે સવારે ઊઠીને વહેલા પહોરમાં આવા ગૃપ તમને જોવા મળશે. બોલનારની વાતોમાંથી સારી નરસી છૂટી પાડી શકાય. પણ જયારે વ્યકિત બોલે જ નહી તેનું શું કહેવું. આધુનિક વિશ્વના નિર્માણમાં શબ્દસૃષ્ટિનું અનેરું મહત્ત્વ છે. આજે વિશ્વમાં વાણીની તાકાતને લોકોએ સ્વીકારી છે.રાજકારણ હોય કે સમાજ ભેગાથાય ત્યાં બોલનારની જ જામે.પ્રખર વકતા કવિ હૃદય સ્વ.અટલજી હોય કે જયપ્રકાશ નારાયણ રાજકારણના દિગ્ગજ નેતાઓમાં એક વાત સામાન્ય હોય છે તેમની વાક્છટા. રસ ધરાવતી વ્યક્તિઓ તેને શીખી લે છે.કેટલાકનામાં કુદરતી હોય છે.આજકાલ તેના પણ વર્ગો ચાલે છે.સ્પિકિંગ કલાસ.

તમારા શબ્દો કેટલા કારગર નીવડે છે એ પર તમારી આભા બંધાય છે. મોટા ગજાની વ્યકિતઓ જેમણે નામ કમાયા છે એ સૌ સારો વકતા હતો. તેમણે પણ સૌ પ્રથમ પાંચ-પચ્ચસીના ટોળામાં વાત કરવાની શરૂ કરી હશે. પછી લાખો લોકોની મેદની તેમની વાણીનું રસપાન કરવા આવે તે એમની જાદુઈ શકિતનું પરિણામ છે. હવે તેને “સ્કીલ”નામ આપી દીધું છે. આજે તેવું રહ્યું નથી. તમે ગમે તે ક્ષેત્રમાં હો... તમારી પાસે વાતચીત કરવાની કળા હશે તો તે બધામાં તમે અગલ તરી આવશો નહી તો નહિ. ગુમસુમ રહેવાની કળા વિકસાવી પડે ખરી?મળતા રહો,ફરતા રહો એટલે વિકસતા રહેશો.

## ૯.વસંતમાં રૂડું લાગે ગામડું..

- શ્રી એમ.આર.વણકર

સ્માર્ટ વિલેજની કલ્પના જોજો ગામડાની વસંત છીનવી ન લે! વસંત એટલે ગામડાની ! નવમંજરી ને મ્હોર હોય, મહોરેલા કેસૂડાની રંગત હોય, કોયલરાણીના મધૂરા ટહુકા હોય, હરિયાળા ખેતરોની આબાદી હોય, પક્ષીઓના કલરવ હોય અને એમાંય પાછી વૃક્ષો અને ખળખળ વહેતા કોઈ ઝરણાની કે સરોવર અને તળાવના પાણીની મીઠી છાલક હોય એવા ગામડાની વાત કંઈક ન્યારી હોય છે.

ભારતની વસ્તીના લગભગ ૮૫ ટકા લોકો આજે પણ ગામડામાં વસે છે અને એટલે જ આપણી સંસ્કૃતિ ખેતીપ્રધાન રહી છે. ગામડાના હજારો અને લાખો એકરના મેદાનો સાફ કરીને આપણે ત્યાં કારખાનાં સ્થાપવાની જડબુધ્ધિ હજુ સુધી ગઈ નથી. ભારતના લોકો સ્વભાવે પ્રકૃતિપ્રેમી છે. કુદરતની ગોદમાં ગેલ કરતું ભારતનું ગામડું કોને આકર્ષી શકતું નથી? જો કે કાળભરે આજના ગામડાની દશા ક્ષીણ કરી નાખી છે. આજના ગામડાનું વાસ્તવિક

ચિત્ર ધૃણાસ્પદ લાગે છે. શહેરના સંસર્ગે ગામડામાં પણ દૂષણો પેદા થયાં છે.

ગામડાની ચોતરફ પાદરે ગંદા ઉકરડા હોય છે. ઘરો ગંદા, નાના, હવા ઉજાસ વિનાનાં હોય છે અને ઢોર પણ ઘરમાં બંધાતા હોઈ સ્વચ્છતા વિહોણાં હોય છે. રસ્તાઓ ધૂળથી ભરેલા હોય છે. સવાર-સાંજ ઢોરોના આવન-જાવન સમયે એટલી ધૂળ તો ઉડે છે કે શ્વસોચ્છવાસ કરવો પણ મુશ્કેલ પડે છે. આ ઉપરાંત મનુષ્યના વિકાસની કોઈ તક કે સાધન નથી હોતા. વૈદકીય સારવાર, તારટપાલની વ્યવસ્થા, સારી કેળવણીનું સાધન એમાંની કોઈપણ જોગવાઈ મોટાભાગના ગામડામાં નથી. કદાચ આ કારણે જ આપણી સ્વતંત્રતાનો સાચો આનંદ આસ્વાદ આપણને મળતો નથી.

ભારતે પોતાની સ્વતંત્રતા ટકાવવી હશે, આબાદી આણવી હશે કે સર્વોદય કરવો હશે તો ગામડાની દશા સુધાર્યા સિવાય છુટકો નથી, તે માટે ગામડાને આદર્શ બનાવવા જોઈએ. ગામડાની નવરચના હાથ ધરવી જોઈએ. ગામડાંની તંદુરસ્તી સચવાઈ રહે અને આરોગ્યવર્ધક ટેવો પડે તે માટે સ્વચ્છતાનો મહિમા આણવો જોઈએ. ઘરો નાના છતાં બહુ ગીચોગીચ નહિ તેવા તથા સગવડવાળાં બનાવવાં જોઈએ. ગામના પાદરે એકાંતમાં અલગ શાળા-પુસ્તકાલય, ઉપરાંત નાનકડી સાર્વજનિક વ્યવસ્થા અને શહેર સાથે કોઈ વાહનવ્યવહારની વ્યવસ્થા- કાયમી આટલી વસ્તુઓ પ્રત્યેક ગામને મળવી જોઈએ.

આદર્શ ગામડાનો ખ્યાલ આ બધી ભૌતિક જરૂરિયાતો ઉપરાંત કંઈક નવીન વિકાસ માટે હોવો જરૂરી છે. ગામડાના લોકો સ્વભાવે ભલે ઉમદા, ઉદાર અને સજ્જન રહે પણ ભોળા કે ગાફેલ ન રહેવા જોઈએ. ભલે ધાર્મિક વલણવાળા રહે છતાં અંધશ્રધ્ધાળુ ન હોવા જોઈએ. સ્વતંત્ર વિચારના છતાં સંપ અને સહકારની ભાવનાવાળા હોવા જોઈએ. ભલે સંપૂર્ણ સાક્ષર ન બને તેમ છતાં સુંદર સંસ્કારો અને ઉત્તમ ચારિત્ર્યની અપેક્ષા તેમની પાસેથી જરૂર રાખી શકાય. ભલે તેઓ બહાદુર લડવૈયા ન હોય છતાં સ્વરક્ષણની બધી જ જવાબદારીઓ લઈ શકે તેવા બહાદુર હોવા જોઈએ. સેવાવૃત્તિવાળા હોય તેમ છતાં સેવાનું ઘમંડ તેમનામાં ન હોય, બુધ્ધિશાળી હોય છતાં બુધ્ધિનો ઉપયોગ કોઈને મદદરૂપ થવામાં કરતા હોય તેવા પરોપકારી હોવા જોઈએ. આ બધા ગુણો કેળવવાની દૃષ્ટિ હોય તો તે માટેની તકો ગામડામાં છે.

ગામડાનો બીજો આદર્શછે. આર્થિક સ્વાતંત્ર્ય ગામડું બધી જ રીતે સ્વાવલંબી અને સ્વાશ્રયી હોવું જોઈએ. ગામડાનો કોઈપણ માનવી ભૂખ્યો સૂએ નહિ અને કામ વગર રહે નહિ તથા દરેકને રોટી અને રોજીનો હકક રહે તેવી અર્થવ્યવસ્થા આદર્શ ગામડામાં હોવી જોઈએ. ગામડાના આંતરિક ઝઘડાઓ અને મતભેદો ગ્રામપંચાયત દ્વારા જ શમે જેથી ન્યાયખાતાનો વિલંબ અને ખર્ચ અટકે. લોકોમાં લોકશાહીની સાચી ભાવના રેડવા દરેકને સ્વતંત્ર મતાધિકાર હોવો જોઈએ અને વાડાબંધી અને પક્ષબંધીથી લોકો પર હોવા જોઈએ. કેળવણીની બાબતમાં પણ બુનિયાદી તાલિમ ગામડાના અર્થતંત્ર તથા સમાજજીવનને વધુ અનુરૂપ છે. આમ, જીવનના વિવિધ ક્ષેત્રોમાં નવીન દૃષ્ટિકોણથી આદર્શ ગામડાની રચના કરવી જોઈએ. આવા આદર્શ ગ્રામજીવનની સોને અભિલાષા છે કે:

ગાય, ગોપી ને ગાડું હોય,
નોકર ચાકર ને ભાઈભાંડુ હોય,
સુથાર, કડિયો ને શાહુકાર હોય,
કુલડી, તપેલી ને તૂંબડી હોય,
ગાર, માટીને ગોરમટી હોય,
ઘર-આંગણામાં લીંમડી હોય,
લાજ-ઘૂંમટામાં શરમાતી નારી હોય,
કૂવે પાણી ભરતી પનિહારી હોય...
આવી ગામડાની બલિહારી હોય....



## ૧૦.આનંદોલય..

આદર્શો કયા?

શ્રી યુ.એચ.પરમાર

**પશ્ચિમ માને છે તે બહાર દેખાતી તાકાત અને શકિત કે પૂર્વની ધીરજ અને સહનશીલતા?**

ગાંધીજી - તને કોઈ એક ગાલે તમાચો મારે તો બીજો ગાલ ધરજે ત્યાં સત્યની કસોટી થાય. જેમ સુવર્ણની અગ્નિથી થાય ને સાચા મોતી એરણ પર.

**પશ્ચિમનો આદર્શ કહે છેઃ** અનિષ્ટને જીતીને અમે તેને ઓછું કરીએ છીએ.

**ભારત કહે છેઃ** અનિષ્ટને સહન કરીને અમે તેનો વિનાશ કરીએ છીએ. પછી અનિષ્ટ અનિષ્ટ રહેતું નથી. પણ ખરા આનંદમાં પરિણમે છે.બંનેનો ધ્યેય એક છે પણ કયું કારગર સાબિત થશે એ વખત બતાવશે. લોકકલ્યાણનો માર્ગ લીલા ભેગું સૂકું પણ બળે એમાં ન હોય. કયો આદર્શ કલ્યાણકારી છે એ પણ કેમ કરી કહી શકાય? વિશ્વને અશાંતિ, દુઃખો અને પીડાઓથી ભરી દેનારા દૈત્યોના સામ્રાજયને ખતમ કરવા કયા શસ્ત્રનો ઉપયોગ કરવો. એક જેના ઘર્ષણથી સમગ્ર સૃષ્ટિ પર સર્વનાશનો ભય મંડરાઈ રહ્યો છે. બીજો સહનશીલતાની કસોટીમાં અગ્નિપરીક્ષાની જવાળાઓમાં લપેટાતા મનુષ્યોની અહિંસા દૃષ્ટિનો. વિશ્વની ગતિશીલતાને જોતાં હવે મનુષ્યમાં ધીરજ રહી નથી. પૂર્વનો માર્ગ ધીરજનો છે. આપણે એકબીજાનો આદર્શ નષ્ટ કરવાનો પ્રયત્ન કરી બંને આદર્શોને શકિત વિહોણા-બુઠ્ઠા કરી નાખવાના નથી.અનિષ્ટનો સામનો કરો. પૂર્વ હોય કે પશ્ચિમ. અનિષ્ટને નિર્મૂળ કરવા માટેનો પ્રયત્ન કરવો જ રહ્યો
બંને માર્ગે આગળ વધો. ભારતીય સંસ્કૃતી યુધ્ધની ખિલાફ નથી. પરંતુ ધર્મના પક્ષે જ જય છે ,એ માનનારી પ્રજા છે.

ધર્મના માર્ગે જ અનિષ્ટને નાથવામાં આવે તો તેમાં રહેલી સત્ત્વશીલ પ્રજાને પ્રવાહમાં ભળી જઈ જીવન જીવવાની તક મળે. કેદીને પણ સુધરવાની તક મળે છે તો ભલાભોળા અનેક માનવો તેમની વચ્ચે રહીને પણ અહિંસા ગમતી ન હોવા છતાં તેમને સાથ આપવો પડે છે. રાવણરાજમાં વિભિષણ પણ મળશે જ.રાવણ મરશે પણ અનેક રાવણો જન્મી ચૂક્યા હશે. રાવણનો વિકલ્પ વિભિષણ છે એ પ્રજાને આશ્વાસન મળવું જોઈશે તો જ રાવણના નાશ કર્યાનો ફાયદો છે અને થશે.

અનિષ્ટનો રસ્તો લઈ ચાલનારાઓ પણ પથ્થરદિલ નથી હોતા. એમના અનેક ઉદાહરણો છે. તેમને એ કાર્ય કરવા જે મજબૂર કરે છે તેના મૂળમાં જઈએ તો ખબર પડશે કે માણસ-માણસના લોહીનો તરસ્યો કેમ થયો છે? તેને તો રોટી-કપડાં-મકાન ઉપરાંત તેનું સન્માન, સ્વીકાર થવો જોઈએ. જે ધર્મ, સમાજ અને રાષ્ટ્ર અપાવી શકે. આ ત્રણે પૈકી કોઈ એક ખોટો રસ્તો અપનાવે તો સમજવું કે પ્રજા ખોટે રસ્તો પકડશે. કારણ કે ધર્મ-સમાજ તેનાં દર્પણ બન્યાં છે. તેમાં જ તેનું પ્રતિબિંબ મળે છે. જે તે જુએ છે અને પોતાનું અસ્તિત્ત્વ પ્રતિત કરે છે. સમાજ થકી હું છું. ભલે પછી તે ગમે તે દિશાએ ચાલતો હોય. સામાન્ય પ્રજા પાસે તેનો વિરોધ વહોરવાની તાકાત હોતી નથી.

અરે વિશ્વમાં - બુધ્ધિશાળી વર્ગને પણ ધર્મની આડમાં રહી લોકોએ મોતને ઘાટ ઉતાર્યા છે જેમને કાંતો જીવતા બાળ્યા , ઝેર આપીને માર્યા છે. જે મહાન ચિંતકો, સમાજ સુધારકો કે મહાન વૈજ્ઞાનિકો હતા. તો પછી આમ પ્રજાનું શું ગજું?

શ્રીરામ પણ વનવાસ ભોગવ્યા પછી કયાં રાજમહેલનું સુખ ભોગવી શકયા? સીતાને મેળવવા યુધ્ધ કર્યા પછી સીતામૈયા પરત મળ્યા પછી પણ શું? અગ્નિપરીક્ષા...! સમાજ માતા સીતાની પવિત્રતા પર શંકા કરે અને ગર્ભવતી માતા સીતાને કઠોર હૃદયે વનમાંછોડવી પડે, અશ્વમેઘ યજ્ઞમાં સીતા પ્રત્યે લાગણીવશ સમાજ વચ્ચે ઋષિ વાલ્મિકી સીતાને પ્રગટ કરે છે. ત્યારે સીતાને જોતાં જ ફરીથી અવાજ ઊઠે છે... પરીક્ષા. પરીક્ષા અને સીતા માતા પોતાના ચારિત્ર્ય ઉપરનો આવો નિર્દય આક્ષેપ સહન ન કરતાં ધરતી માતાની ગોદમાં સમાઈ જવાનું પસંદ કરવું પડે છે. ધરતીમાતા મા સતીનો પોકાર સાંભળી પોતે માર્ગ આપે છે અને સીતામાતા સડસડાટ ધરતીમાં સમાઈ જાય છે. એક આદર્શનો અંત લોકોનો આક્રોશ સામે આક્રોશ નહીં આદર્શ. લોકોનો આક્રોશ સામે માતા સીતાએ એટલો ઊંચો આદર્શ કાયમ કરી ગયો કદી કોઈ કાળે બદલાય નહી.

. પ્રત્યેક સ્ત્રી સીતાના આદર્શને સર્વોપરી ગણવા લાગી. શ્રીરામ પણ પત્ની વિયોગથી વિહ્વળ હતા. સૃષ્ટિ પરનું તેમનું કાર્ય પણ પૂર્ણ થયું છે એવી દિવ્યવાણી સાંભળી તેઅલ સરયુના નીરમાં પ્રવેશ કર્યો. મર્યાદા પુરુષોતમ રામ જેમણે વિશ્વના શક્તિશાળી દૈત્યને પરાસ્ત કર્યો એવી શકિત ધરાવતા છતાં સામાન્ય જનના માનસમાં આદર્શ કાયમ કરવા દુ:ખ સહન કર્યા અને એ આદશ કાયમ રહ્યો છે.

ભારતીય સંસ્કૃતિમાં મર્યાદા પુરુષોતમ રામ અને માતા સીતાનો આદર્શ આજે પણ કાયમ છે અને ભવિષ્યમાં પણ રહેશે. આદર્શોને કલમે કંડારી જનગણ સુધી પહોંચાડવામાં સહભાગી થવાય તોયે ઘણું છે.



**॥ ૐ નમઃ શિવાય ॥**

## ૧૧.॥ દેવાષ્ટિદેવ મહાદેવ ॥

દેવાધિદેવ મહાદેવના મહાપર્વ શિવરાત્રીએ શિવભક્તોને હાર્દિક શુભકામનાઓ. પરમ પાવનકારી મા મંદાકિનીને જેમણે જટામાં ધારણ કરી વસુંધરાની પાવનભૂમિનાં ભારતસંતાનોના ઉદ્ધાર માટે અતિ પાવનકારી ગંગા સ્વરૂપે વહી રહી છે. ભારતની આદિ વિદ્યાઓમાં ધનુર્વિદ્યા મોખરે હતી એવા ધનુષ્યને જેમણે ધારણ કર્યું છે. ભારત સર્પોનો દેશ કહેવાય છે,સર્પોના નામ પર આધારિત અનેક લોકજાતિઓ જ્યાં વસે છે અને સર્પોની પૂજા કરનાર પ્રજા વસે છે તે સર્પોની માળા ધારણ કરી છે. ભારતની ધરાને શ્વેત ધવલ ચાંદનીથી ઉજ્જવલ કરનાર જલ,સ્થલ અને નભને તેની શીતળતા, ઉજ્જવલતા અને અમૃતવર્ષાથી તૃપ્ત કરનાર ચંદ્રમાના બાલેન્દુ બીજના ચંદ્રને જેમણે મસ્તકે ધારણ કર્યો છે. ભારતના આત્મા સ્વરૂપા ભસ્મરમા સાધુઓની સ્મશાનની ભસ્મને શરીરે લગાવી મૃત્યુનું મહાત્મ્ય વધાર્યુ છે. કૈલાસમાં નિવાસ કર્યો ને માતા પાર્વતી સાથે પાણિગ્રહણ કરી કૈલાસથી કન્યાકુમારી સુધીના સમગ્ર રાષ્ટ્રને એકસૂત્રે બાંધનાર તથા અર્ધનારિશ્વર સ્વરૂપે સમસ્ત નારી જગતને શક્તિસ્વરૂપા સ્થાન આપનાર રાષ્ટ્રિય દેવને કોટીકોટી વંદન. વિશ્વ દેવતા મહાદેવ સર્વત્ર બિરાજમાન છે. સદાશિવને આપણા રાષ્ટ્રિય દેવ મહાદેવ તરીકે આરાધિએ.

॥ જયજય મહાદેવ ॥

## ૧૨.વિચાર વૈભવ

- શ્રી અરવિંદભાઈ કે. પટેલ

૮૪લાખ યોનીમાં શ્રેષ્ઠ મનુષ્ય અવતાર ભગવાને આપણને આપ્યો છે તેને સાર્થક કરવા પ્રત્યેક વ્યક્તિ યતકિંચિત પ્રયત્ન કરે છે.જીવનની દરેક ક્ષણે અનેક અવરોધો અડચણો આવતી હોય છે.વિદ્યાર્થી, યુવાન,વયસ્થ,વડિલ દરેકના જીવનસફરમાં અનેક પ્રકારના નાના-મોટા અંતરાયો,આવતા હોય છે.ક્યારેક સફળતા ન મળે ત્યારે માનવી નિરાશ થઈ જાય છે ને ક્યારેક તો આત્મઘાત કરી બેસે છે.આવે વખતે તેને ઉગારી લે અવી વ્યક્તિઓ તો મળે ન મળે પણ એવા પ્રેરક જીવન જીવી ગયેલા અનેક મહાનુભવોના અક્ષરદેહ અમર છે તેમના પ્રેરક વિચારો જીવનમાં દીવાદાંડી સમાન છે.આવા વિચારો જીવનને મધુર બનાવે છે તે પૈકી કેટલીક કડીરૂપ વિચારો અહીં રજુ કરીએ છીએ.

૧.નવરાશની પળોને વેડફી દેશો નહીં.

વિદ્યાર્થી જીવનમાં ફુરસદનો સમય નિરર્થક ગપ્પાં મારવામાં,આળસમાં કે ઊંઘવામાં વેડફી દેવામાં મોટું નુકશાન છે જે પછી જીવનભર ગમે તેટલા ઉધામા કરો તોયે ભરપાય કરી શકાતું નથી.જે જે મહાન વ્યક્તિઓ થઈ ગઈ છે તેમણે નવરાશની પળોનો ભરપુર સદુપયોગ કર્યો છે.તેમના જીવન પ્રેરણાદાયી બન્યા છે.પૃથ્વીની ગતિના શોધક ગેલેલિયો વ્યવસાયે એક ચિકિત્સક હતા.પોતાના વ્યસાયમાંથી મળતા નવરાશના સમયનો સદુપયોગ કરી માનવ જગત માટે ઉપકારક શોધો કરી.ગણિતના સાધનો બનાવવાનો વ્યવસાય કરતો વૉલ્ટર રસાયણવિજ્ઞાનમાં અને ગણિત બન્નેમાં સારી યોગ્યતા પ્રાપ્ત કરી હતી.ડૉ.બરની ઘોડેસવારી દરમ્યાન યટલી અને ફ્રાન્સ ભાષા શીખ્યા હતા.અમેરિકાના પ્રમુખ અબ્રાહમ લિંકને નવરાશની પળોમાં કાયદાનું જ્ઞાન મેળવંયું હતું અને અમેરીકાના ખ્યાતનામ પ્રમુખનું સ્થાન પ્રાપ્ત કર્યું હતું.આ છે નવરાશની પળોનો ક્રાંતિકારી ઉપયોગ જેણે આમ આદમીને ખાસ આદમી બનાવી દિધા હતા.

૨.દરેકમાં મહાનતા છુપાયેલી હોય છે:- એક શિલ્પકાર કે જેના શિલ્પની જગતમાં ખૂબ બોલબાલ હતી.તેના એક મિત્રને થયું કે મિત્ર આટલી બેનમુન મૂર્તિઓ કેવી રીતે બનાવતો હશે?તે મારે જાણવું છે.એક વખત રાતના સમયે શિલ્પકાર પોતાની મસ્તીમાં મૂર્તિ કંડારવાનું કામ કરી રહ્યો હતો.આ મિત્રે શાંતિથી બારણું ખોલી પાછળ ઊભો રહી ગયો અને શિલ્પકારને જોઈ રહ્યો.શિલ્પકારના એક હાથમાં હથોડી અને બીજા હાથમાં છીણી હતી.તે ધીમેધીમે પથ્થરને તોડી રહ્યો હતો.એક જ પ્રકારની ક્રિયા જોયને કંટાળેલા મિત્રએ શિલ્પકારને કહ્યું હું તો દુનિયામાં જેની વાહવાહ થઈ રહી છે તેવો મિત્ર કઈ રીતે મૂર્તિ બનાવે છે તે જોવાની ઈચ્છા હતી પણ તું તો બસ ઘડીકમાં અહીંથી ને ઘડીક તહીંથી માત્ર તથ્થર જ તોડ્યા કરે છે.શિલ્પકારે હથોડી અને ટાંકણું હેઠું મૂકી તેના મિત્રના ખભે હાથ રાખી કહ્યું: 'મિત્ર હું ક્યારેય મૂર્તિ બનાવતો જ નથી,પથ્થરમાં મૂર્તિ પહેલાંથી જ મોજૂદ હોય છે.હું તો એ મૂર્તિ ઉપર લાગેલા વધારાના પથ્થરને દૂર કરવાનું કામ કરું છું ને મૂર્તિ આપોઆપ પ્રગટ થઈ જાય છે. દરેક માણસમાં મહાનતાની છબી પહેલાંથી જ મોજુદ હોય છે જરૂર છે માત્ર તેની આજુબાજુ લાગેલી બીનજરૂરી માયાજાળને તોડવાની.મૂર્તિકાર મિત્રની વાત જાણી પોતાની અંદર પરમાત્માએ કંડારેલી અણમોલ મૂરતને ન પહેચાનનારા એમ જ ચાલ્યા જાય છે પોતાની કોઈ પ્રતિભા પાછળ છોડી જતા નથી.

**૩.ન ખપે...!!**

એક અમેરિકન કંપનીએ જાપાનમાં પોતાની કંપની શરૂ કરી.કંપનીમાં જાપાનની જ કારીગરો પસંદ કર્યા અમેરિકન સિસ્ટમ મુજબ સોમથી શુક્ર કામ અને શનિ-રવિ રજાની પેટર્ન પ્રમાણે કામ કરવા માંડ્યું.જાપાની કર્મચારીઓએ તેનો વિરોધ કર્યો,તેમણે કહ્યું કે અમારે બે રજાઓ નથી જોઈતી.કારણ કે વધારે રજાઓ ભોગવવાથી અમે આળસુ બનછ જઈએ પછી મહેનત કરવાનો કંટાળો આવે.વળી રજા પડે એટલે મોજ કરવાનું મન થાય અને પૈસા પણ ખોટા વેડફાય.આમ રજાથી અમારી શારીરિક ક્ષમતા ઘટે અને આર્થિક બોઝો પણ વધે,તે અમને ન ખપે!વિકસિત રાષ્ટ્રના નાગરિકોની સોચ પણ કેટલી ઉમદા છે.

**૪.હિંમત :**

હિંમતે મર્દા તો મદદે ખુદા "જીવનમાં સફળતા મેળવવા માનવીને હિંમત રાખવી જ પડે છે."માનવી પાસે બુદ્ધિ હોય,સ્વાસ્થ્ય સારૂ હોય પણ હિંમત ન હોય તો તે લાખ

પ્રયત્ને પણ સફળા મેળવી શકતો નથી. હિંમતના અભાવે માનવીમાં રહેલી વિશિષ્ટ શક્તિઓ કે કલાનો ઉપયોગ કરી શકતો નથી. મહાત્મા ગાંધીજીની હિંમતે દેશવાસીઓને આઝાદી માટે પ્રેરયા. રાઈટ બ્રધર્સની હિંમતે દુનિયાને વિમાનયુગની ભેટ ધરી. તાનસેંગ અને હિલેરીની હિંમતે એવરેસ્ટ સર કરવા પ્રેર્યા જેની ફળશ્રુતિ આજે અનેક લોકો આ કાર્ય કરવામાં સફળ થયા તેની પાછળ હિંમતબાજ માનવીઓની યશગાથા પ્રેરણાદાયી રહી છે. ઘણી અસાધ્ય રોગોથી પિડાતી વ્યક્તિઓમાં રહેલી હિંમત ને કારણે આનંદથી જીવે છે જ્યારે ઘણું સારુ સ્વાસ્થ્ય ધરાવતી વ્યક્તિઓ સામાન્ય બિમારીમાં પણ હિંમત હારી જઈ જીંદગી વેડફી નાખે છે. હિંમતને તમારી જીંદગીની ટેવ બનાવી દો પછી જુઓ જીવનમાં દુઃખ-દર્દ, પીડા શિયાળવાની જેમ ભાગી જશે.




- મળ્યું નથી તે મારું ન હોતું, જે મળ્યું તે કર્મને લીધે આવીને ભેટ્યું છે. જે મારું નથી તે તો કદીયે મને મળવાનું નથી.

-ધર્મનું કાર્ય ધર્માંતર નહીં પણ માનવીમાં સાચી માનવતા જગાડી વિશ્વ પ્રેમ જગાડી 'વસુધૈવ કુટુંબકમ્' ની ભાવના જાગ્રત કરવાની છે.

-ઈશ્વરના સંતાનોને એકબીજા સાથે જોડી ન શકે એ ધર્મ કે સંપ્રદાય વચ્ચે સમન્વય કેવી રીતે સાધી શકાય.

- ઈશ્વરના વચનોમાં શ્રદ્ધા ન રાખનારો વિદ્વાન હોવા છતાં સંકુચિત મન ધરાવનારો સામાન્ય માનવી જ છે.

- મહાન બનવા પોતાની ભૂલો પ્રત્યે કઠોર બનો. બીજાના અપરાધ, દુર્ગુણો પ્રત્યે ક્ષમાભાવ કેળવો, નિખાલસતાથી સસ્મિત બધીજ પરિસ્થિતિમાં શાંત મન રાખો ને ઉદ્વેગ ટાળો.

- બીજાના અધિકારો ઉપર વર્ચસ્વ જમાવવું એને પોતાનો અધિકાર ગણવો તે મોટી ભૂલ છે ને સમસ્યાઓની જનેતા પણ છે.

## ૧૩.સુઉદ્ગાર

- એકાંત

ભાઈ, શીદને જાવું હારી!
થોડા અવળા દાવ પડ્યા છે જાશે કો'ક ઉગારી
રાત પડી તો પડવા દે ને!
સૂરજ રે'શે ઢાંક્યો?
ગરવીલો એ લંકાફાંકો
નોતો અંતે હાંફ્યો?
હાર પછીથી જીતની વારી આવે છે નિરધારી
ભાઈ, શીદને જાવું હારી?
દરિયો પણ કયાં ઓટ આવતાં
મુખને લેતો મરડી?
સુખદુઃખની હેરાફેરી
સમજી લ્યો ફરકલડી!
હવા જેટલા હલકા રહીએ થઈએ ના કંઈ ભારી
ભાઈ, શીદને જાવું હારી?

ક્યારેક નિષ્ફળતા મળતાં જાણે કે જીંદગી હારી ગયા હોઈએ એટલું બધું દુઃખ હૈયે ભરી માણસો જીવતાં જીવ પણ મરી જાય છે. તેવા માણસો માટે કવિશ્રિ ભગીરથ બ્રહ્મભટ્ટનું આ કાવ્ય 'હલકા થઈ જીવવાનું' પ્રેરણાબળ પૂરૂ પાડે છે. મહાભારતના યુદ્ધ વખતે અર્જુન પણ કંઈક આવા જ મુઝારામાં અટવાયો હતો ત્યારે શ્રીકૃષ્ણે જે જ્ઞાનના પીયુષ પાયા તે ગીતાજ્ઞાન અમર છે. શ્રી કૃષ્ણે તે વખતે જે ધીરજ અને કરુણા બતાવી તે અદ્વિતીય છે. અર્જુનને તેના કર્તવ્ય દોષને દૂર કરી સ્વધર્મ સમજાવ્યો. માણસના જીવનમાં વિષાદની પળો આવે છે ત્યારે સ્વધર્મનું ભાન કરાવે એવા જ્ઞાની મળે તો તે પળોને જીતી લે છે.

આપણા સૌના વિષાદના મૂળમાં મોહ રહેલો છે. આખી દુનિયા મારું અને તારુંના ભેદમાં ફસાયા છે. તત્ત્વચિંતક એનેક્ઝાંડ્રાઈડીએ ખૂબ સુંદર વાત કરી છેઃ 'આપણને મરવા જેવું લાગે, એવું કાંઈ આપણે કરીએ તેના પહેલાં મરી જવું સારું છે.'

કાયરતા માણસને મોત પહેલાં મારી નાખે છે. આલ્બેર કામુ કહેતા કે કાયરતાના દિવસની રાહ ન જોશો એ રોજ રોજ આવે છે. દરેક નિષ્ફળતા, દરેક ભૂલ આપણને કંઈકને કંઈક

શીખવાડે છે.ભૂલો એ સફળતા માટેનું સિંહ દ્વાર છે.આપણે બસ શંકા રહિત થઈ મથવાનું છે અને કવિવર રવિન્દ્રનાથ ટાગોરની જેમ પ્રાર્થવાનું છે.

"હે અન્તર્યામી,મારું અંતર વિકસિત કરો.
નિર્મળ કરો,ઉજ્જવળ કરો,સુંદર કરો,
જાગ્રત કરો,ઉદ્યત કરો,મંગળમય કરો,
નિરામય કરો અને શંકા રહિત કરો."

અજવાસની શક્યતા લઈને પ્રગટતું તિમિર સફળતા તરફનું પદ્દચિન્હ છે.દેવહૂમા( )પક્ષીને સજીવ થવા ભષ્મ થવું જ પડે છે.અહીં એક શાયરના શબ્દો ટાંકવા યથા યોગ્ય લેખાશે. "ફાનૂસ બનકે હિફાજત હવા કરે,વો શમ્મા કયા બૂઝે જીસે રોશન ખૂદા કરે "

દુઃખમાં રહેલ સુખ અને સુખમાં રહેલ દુઃખને ઓળખી શકનાર જ જીવનના જંગમાં ફતેહ કરી શકે છે.આ વાતને એક દ્રષ્ટાંતથી સમજીએ.

ગુણવીર નામે એક પરાક્મી રાજા હતો,સુકેતુ તેનો મંત્રી હતો.સુકેતુ શાણો અને ખૂબ કુશળ હતો સાથે શ્રદ્ધાવાન પણ એટલોજ.એક વખત અકસ્માતે રાજાની આંગળીનું ટેરવું કપાઈ ગયું.તેને પાટાપિંડી કરી લોહી વહેતું બંધ કર્યું.મંત્રી રાજાને આશ્વાસન આપતાં કહ્યું:મહારાજ,જે થાય તે સારા માટે.આંગળીના દર્દથી પિડાતા રાજા ને આ શબ્દો કડવા વેણ જેવા લાગ્યા.રાજાએ મંત્રીને કેદ કરવાનો હુકમ કર્યો.સિપાઈઓ તેને જેલમાં લઈ જતા હતા ત્યારે પણ કહ્યું:જે થાય તે સારા માટે.રાજાને મંત્રીની વાત સમજાય નહીં.થોડા સમય પછી રાજા જંગલમાં શિકાર કરવા જાય છે ને આદિવાસી સૈનિકો રાજાને પકડી લે છે.તે વખતે આદિવાસીઓનો ઉત્સવ ચાલતો હતો જેમાં તેમના ઈષ્ટદેવને માનવ બલી આપવાનો હતો.તેમાં આ રાજાની પસંદગી થઈ.બલી માટે સ્નાનાદિ ક્રિયાઓ પતાવી બલી આપવાના સ્થાને રાજાને લઈ જવામાં આવ્યા.પૂજારીએ બલીને ચકાસ્યો,ત્યાં રાજાની કપાયેલી આંગળી જોઈ પૂજારીએ કહ્યું આ બલી નહીં ચાલે તેની આંગળી કપાયેલી છે.અહીં રાજાને મુક્ત કરી દેવામાં આવ્યો.રાજાને જીવતદાન મળ્યું તેની કપાયેલી આંગળીના કારણે.રાજાને મંત્રીની વાત સમજાય કે,ભગવાન જે કરે છે તે સારા માટે.મહેલમાં આવી રાજાને જેલમાંથી મુક્ત કરી ખૂબ આદર આપવામાં આવ્યો.પણ રાજાને એક વાત હજુ પણ ખટકતી હતી કે મંત્રીને જેલમાં પૂરવામાં આવ્યો ત્યારે પણ તેણે કહ્યું કે,જે થાય તે સારા માટે એ ન સમજાયું.ત્યારે મંત્રીએ કહ્યું હું તમારી સાથે હોત તો તમારી જગ્યાએ મારો વારો આવી જાત,સારું થયું કે તમે મને કેદ કરી દિધો.

ખરેખર ઈશ્વર જે કરે શે તે આપણા સારા માટે જ કરે છે.તેથી હિંમત ભરવી અને આગળ વધતા રહેવું એમાંજ ભલાઈ છે. "દઃખ શા માટે? શોક શા માટે?મોર,પીંછનો ભાર શા માટે?"



## સપનાં વસંતનાં

એક પાનખરનાં ઝાડને આવે,
આવે છે રોજ સપનાં વસંતનાં.
કયારે મારી ડાળીએ ખીલે,
નાનાં ફૂલો એવાં સુગંધનાં.
આજે ભલે ડાળીઓ સુકકી,
પણ એ કાલે થાશે ડાળી લીલીછમ.
આજે ભલે જાઉં હું ઝૂંકી,
વિધાનો કેઃ તો યે મને નહીં ગમ.
એક એવી આવશે મોસમ,
કે ગીત મને મળશે કોયલનાં કંઠનાં.
થાય રાત પછી ઊગે આ દિવસ,
આજ ભલે હું લાગું સૂકું તરું.
કાલે આવશે નવાં પાન, ફૂલ અને ફળ,
આવે છે રોજ સપનાં વસંતનાં.
થશે આ સપનાં અમ મારાં પૂરાં.
રોજ સપનાં વસંતનાં....

- શૈલેષ બામણીયા

## સોનાર કણિકાઓ
## 'સફળતાનો અર્ક'

૧૪

૧૯૧ થી ૨૨૩

૧૯૧.પ્રોડક્ટ માટે રસદાર,પ્રગતિમય સૌને ગમી જાય એવો સિમ્બોલ રાખો
૧૯૨.જેની ઈચ્છા ન હોય છતાં ખરીદી લે અને જેની ઈચ્છા ન હોય છતાં કામ કરવા લાગે.
આ બે સિદ્ધાંત જાળવે એ સફળ થાય.
૧૯૩.સ્વપ્ને વિચાર્યું ન હોય તેવું કામ કરવા પ્રેરે એ સફળ નેતૃત્વ.
૧૯૪.પવન પ્રમાણે રુખ બદલનારા અને જેનો સૂર્ય તપતો હોય તેની પૂજા કરવી
છોડી જનારા લોકો અંતે પછતાય છે.
૧૯૫.ટેક્સ એક અનિવાર્ય અનિષ્ટ છે.
૧૯૬.શ્રેષ્ઠ નોકરી શ્રેષ્ઠ તક.
૧૯૭.મારી નોકરી વિશ્વનો શ્રેષ્ઠ જોબ.
૧૯૮.ભૂખ્યા પેટે વિરોધ ન થાય.
૧૯૯.જાત પર વિશ્વાસ રાખો,સ્વપ્નો સેવો પણ શેખચલ્લીના વિચારો ન કરો.
૨૦૦.મહેનત કરે એની પ્રગતિ થાય,કદી અવગતિ ન થાય.
૨૦૧.પ્રતિસ્પર્ધીને હરાવવામાં મસ્તાન લોકો કશું પામી શકતા નથી.
૨૦૨.કોઈપણ ધંધો રોજગાર વિકાસને ધ્યાનમાં રાખીને કરીએ.
૨૦૩.વિશ્વ જે ઝડપે બદલાઈ રહ્યું છે તેમાં તમે ક્યાં છો?આગળ વધો.
૨૦૪.વૈવિધ્યકરણ ઝડપથી બદલાતી દુનિયાનું ચાલક બળ છે.
૨૦૫.સારા માણસો મળી જાય વધારે સારા માણસો શોધવા પડે.
૨૦૬.બધાને તાજું જ જોઈએ,એકની એક વાત પણ બીજી વખત સાંભળવી કોઈને ગમતી નથી.
૨૦૭.આધુનિક ટેક્નોલોજી જરૂરી છે તેનાથી છેડો ફાડવો શક્ય નથી.
૨૦૮.છાપાં અને મેગેઝિન જાહેર ખબરોથી ચાલે છે.
૨૦૯.કોઈનીયે ટીકા ન કરો.ભૂલ થઈ હોય તોય બે સારા શબ્દો કહો એટલે તે કામ કરશે.
એક વખત ટીકા કરશો તો પછી ક્યારેય મન દઈને કામ નહી કરે.
૨૧૦.માત્ર પૈસા મેળવવા કામ કરશો તો પૈસા મળશે પણ મજા નહી મળે.
૨૧૧.કામ જોવાના નહીં કામ કરવાના અનુભવો કામ લાગે.
૨૧૨.પરિશ્રમ વિના પ્રારબ્ધ પાંગળુ.
૨૧૩.ખૂણામાં બેસી વિચાર્યા કરશો તો ઘણા લોકો તમારી આગળ નીકળી જશે.
૨૧૪.વ્યક્તિત્વ નિખરે એવી કાબેલિયત કેળવો.
૨૧૫.લોકોનાં સ્વપ્નો સજાવે એવું વિચારો.
૨૧૬.શોખને ને ઉંમરને કોઈ નાતો નથી બાળકોને રંગીન ગ્લાસ ગમે ને વૃદ્ધોને ગ્લાસ લટકાવવાની દોરી ગમે.
૨૧૭. અમુક ધંધો અમુક જ લોકો કરી શકે એવું ક્યાં લખેલું છે.
૨૧૮.રોજિંદા જીવનમાં ચાલે એવી પ્રોડક્ટ હોવી જોઈએ.
૨૧૯.વિચારનાર,વેચનાર અને પારખનારના મન પારખવા જરૂરી છે.
૨૨૦.એક વ્યક્તિ એક જ જીવનમાં ઘણાં બધાં જીવન જીવે છે.
૨૨૧.પ્રત્યેક દિવસ એક પ્રસંગ છે જેની પ્રત્યેક પળ માણવાનો મોકો છે.
દુ:ખની એક પળ પણ લાંબી લાગે,સુખની પળો ટૂકી લાગે.
૨૨૨.સ્વપ્નોને સત્યમાં બદલવાનું મનોબળ જોઈએ.
૨૨૩.ગરીબ જ એવું માને છે કે પૈસા મળશે એટલે સુખ મળશે.

# ૧૫.ઋતુફળની ચાહ!

-દિનાબેન

**ઉનાળાનાં ફળઃ સકકરટેટી, કાકડી અને તરબૂચ**

- ઉનાળાની ઋતુ માટે ઠંડકનો રાજા અને તંદુરસ્તીનો બાદશાહ એટલે સકકરટેટી, કાકડી અને ચીભડું.
- ત્રણેયમાં થોડોઘણો તફાવત હોવા છતાં બધા એક જ જાતનાં ફળો છે.
- ત્રણેનાં બી સફેદ રંગના, લાંબાં ચપટાં અને પપૈયાના જેમ એકીસાથે એક જથ્થામાં લાગેલાં હોય છે.
- સકકરટેટીના વેલા, કાકડી કે ચીભડાંના વેલા જેવા, કાકડી પાતળી અને લાંબી, સકકરટેટી મોટે ભાગે ગોળ હોય છે.
- કાકડી કુમળી હોવાથી કાચી ખવાય છે, જયારે સકકરટેટી પાકયા પછી જ ખવાય છે.
- ગ્રીષ્મઋતુમાં થતી સકકરટેટીની છાલ લીલીછમ અને તેમાં મીઠાશ સાકર જેવી હોય છે.
- ચીભડાંના જુદા-જુદા પ્રકારોમાં જે ચીભડાં ઉનાળામાં નદીઓના ભાઠામાં ગોળ આકારમાં થાય છે. જેનો સ્વાદ મધુર- મીઠો હોય તેને ગુજરાતમાં સકકરટેટી કહે છે.
- જે ચોમાસામાં થાય છે અને જેનો સ્વાદ અમ્લમધુર ક્ષારયુકત ફિકકો હોય તેને ચીભડાં કહેવાય છે.
- ઉનાળાની ગરમીની ઋતુમાં શીતળ ફળોમાં જેની ખાસ ગણના થતી હોય તો તે સકકરટેટી છે.
- સકકરટેટીનું વજન એક રતલથી માંડી દશ રતલ સુધીનું હોય છે.
- સકકરટેટી બિહાર, ઉત્તરપ્રદેશ, પંજાબ અને રાજસ્થાનમાં બહોળા પ્રમાણમાં થાય છે.
- ગુજરાતમાં સાબરમતી અને સરસ્વતી નદીના પટમાં સકકરટેટીનું પુષ્કળ પ્રમાણમાં વાવેતર થાય છે.
- મહેસાણા જીલ્લાના લાકરોલ ગામમાં સાબરમતીના તટમાં થતી સકકરટેટી ખૂબ જ વખણાય છે.
- આરોગ્યની દૃષ્ટીએ સકકરટેટી અને તરબૂચનું મહત્વઃઉનાળામાં વારંવાર તરસ લાગે અને પાણી પીવા છતાં તરસ મટતી નથી ત્યારે લાલ રંગના તરબૂચને ખાવાથી તૃષાનું શમન થાય છે.
- તરબૂચ ઉનાળાની ગરમીથી બચવા માટે અને ગરમીથી ઠંડક લાવવા માટે ખવાય છે. પરંતુ બહુ પ્રમાણમાં તરબૂચ ખાવાં એ હિતાવહ નથી.
- બહુ તરબૂચ ખાવાથી મગજ શિથિલ બને છે. તેથી કેટલાક લોકો તરબૂચને કુમતિયાં (મતિ બગાડનાર) ગણે છે.
- તરબૂચનાં બી ઠંડાં અને પૌષ્ટિક ગણાય છે. કેટલાંક લોકો તરબૂચને ‘તલિયા સકકરટેટી’ પણ કહે છે.
- ગ્રીષ્મઋતુમાં શરીર શોષાતું હોય ત્યારે જળથી ભરપૂર એવાં તરબૂચ, ચીભડાં કે સકકરટેટી જેવાં ફળોનું સેવન ફાયદાકારક બને છે.
- ચીભડાં દીપકર, પાચક, રૂચિકર, મધુરામ્લ, ગ્રાહી તેમજ કફ, વાત અને અરૂચિનાશક છે.
- કુમળાં ચીભડાં વાતકર અને કફપિત્તનાશક છે. કાચાં ચીભડાંનું શાક પણ થાય છે.
- સકકરટેટીનાં બી અને મૂળ ઔષધ તરીકે વપરાય છે. સકકરટેટી મધુર, શીતળ અને બળ આપનાર છે. તે પિત્ત, દાહ, વાયુ, પ્રમેહ વગેરેને મટાડનારી છે.
- પાકુ ચીભડું ગરમ અને પિત્ત કરનાર તેમજ કાચું ચીભડું મધુર, રુક્ષ અને કફ મટાડનાર છે. એ ગરમ નથી પણ દર્દને રોકનાર છે.
- સકકરટેટી કે ચીભડાંના મૂળને ઠંડા પાણી સાથે ભાંગની માફક પીસી ગાળીને સાત દિવસ સુધી વહેલી સવારમાં પીવાથી પથરી મટે છે.
- સકકરટેટી કે ચીભડાંના બીજને મગજને પાણીમાં પીસી, ગાળીને પીવાથી મૂત્રગુચ્છ અને પથરી મટે છે.

મારી કબર પર લીલું ઘાસ જોઈને
કો'કે કીધુ, લ્યો આને તો
મર્યા પછીયે લીલાલહેર છે.



પહેલું દુઃખ તે બારણે તાડ,
બીજું દુઃખ તે પાડોશી લબાડ,
ત્રીજું દુઃખ તે વાંહામાં ચાંદું,
ચોથું દુઃખ તે જેનું બૈરું માંદુ,
પાંચમું દુઃખ તે ઝાઝું જણતર,
અને છઠ્ઠું દુઃખ તે ઓછું ભણતર.

**જીવનને વધુ સુખમય બનાવવાના આઠ પગથિયા...**

૧. તમારા ઉપર ઈશ્વરે કરેલા આશિર્વાદને ગણો.
૨. ભલાઈના કાર્યો આડેધડ કરો.
૩. જીવનનો ખરો આનંદ માણો. જીવનની પ્રત્યેક પળને જાણો અને માણો.
૪. તમારા ઉપર ઉપકાર કર્તાનો આભાર માનો.
૫. ક્ષમા કરતાં શીખો.
૬. મિત્રો અને કુંટુંબની સાથે તમારી ઊર્જા અને સમયને વહેંચો.
૭. તમારા શરીરની કાળજી રાખો.
૮. માનસિક દબાણ અને મુશ્કેલીઓ સામે લડવાની વ્યૂહરચના ગોઠવો.

**તારી શોધમાં**

કયાં છે...?
સમગ્ર સૃષ્ટિમાં શોધ્યો તને,
નભ- પૃથ્વીમાં શોધ્યો તને,
વૃક્ષ- પુષ્પમાં શોધ્યો તને,
મંદિર- મસ્જીદમાં શોધ્યો તને,
પણ પ્રભુ...,
મારા અંતર-મનમાં જ મળ્યો તું મને. !

## ૧૯ થુંલું ,મજેદાર વાનગી!

*હાલની તબીબી વિધાએ થુલાના ખોરાકને ઘણો કિંમતીગણવાથી તે તરફ આપણા દેશીઓનું પણ ઘણું સારૂં લક્ષ્ય ખેંચાવા લાગ્યું છે. તબીબો કહે છે કે, ખોરાકની ખરી ખુબી જોવી હોય તો તે થુલામાં મળી આવે છે. એ ખોરાકમાંથી ચૂનો, લોખંડ અને વિટામીનોનો કુદરતી જથ્થો મળી આવે છે. એટલું જ નહિ પણ વિપુલ માત્રામાં સ્ટાર્ચ અને પ્રોટીન પણ થુંલુંના ખોરાકથી શરીરને મળે છે. આ ઉપરથી ખુંલ્લું માલૂમ પડી આવે છે કે થુંલાનો ખોરાક શરીરને માટે ઘણી પુષ્ટિ આપનારો થઈ પડે છે. તબીબો તરફથી ખોરાક તરીકે થુલુ છૂટથી વાપરવાની મજબૂત ભલાકણ કરવામાં આવે છે. દરેક વખતના ખાણામાં એક મોટો ચમચો ભરી થુંલું લેવાથી ઘણો ફાયદો થાય છે. એક તબીબ તો આગળ વધીને કહે છે કે, કોઈક રૂપમાં પેરેફીન ઓઈલ સાથે તેનો ઉપયોગ કરવાથી શરીરને કોઈપણ ચીજ કરતાં વધુ તાકાત આપે છે. ભીનું થુંલું વધુ નરમ અને સુંવાળું લાગે છે.*

*વળી,થુંલાની વધુ ખૂબી જુલાબ લાવવા માટેની છે. ગમે તેટલી લાંબી મુદત સુધી તેનો ઉપયોગ કરવાથી તંદુરસ્તીને તેનાથી સહેજ પણ નુકશાન થવાનો સંભવ રહેતો નથી. તેમાં જુલાબ લાવવાનો ગુણ તેટલા માટે છે કે તેમાં જોઈતો સેલ્યુલોઝનો જથ્થો કુદરતે સમાવેલો છે.*

*એક તબીબ ઘણો ભાર મૂકી જણાવે છે કે થુલાના વિશેષ ઉપયોગથી જરાપણ ગભરાવું નહી. એથી મોંઢાને, હોજરીને કે આંતરડાના કોઈપણ ભાગને સહેજ પણ હરકત પહોંચતી નથી. થુલુ જે મોટી ખૂબી ધરાવે છે તે એ છેકે, તંદુરસ્તી માટે જેટલો ચૂનો, લોખંડ વગેરેની જરૂર છે તેટલો જથ્થો તે ધરાવે છે. ઘઉંમાંના આવા પુષ્ટિકારક ભાગને આપણે રદ્દી ચીજ તરીકે ફેંકી દેતા હતા.*

*- વૈદક સંબંધી વિચારોમાંથી સઅભાર....*

# ૧૭.મૈં.... ચાણકય.... બોલ રહા હૂં....

- જયેન્દ્ર ત્રિપાઠી

આ જગતમાં ઉદ્‌ભવેલી સમસ્યાઓ અને વિધાતક પરિબળોને ઊંડાણથી સમજવાની જરૂર છે. તો જ તેના નિરાકરણ મળે. આજે આપણને વિદેશોનું વળગણ થઈ ગયું છે. ચંપલ, રૂમાલ, પેન, ઘડીયાળ, મોબાઈલ બધુ વિદેશી જ ગમે છે. વળી ઘણાને તો પરણવા માટે વિદેશી ગોરી પણ ગમે છે. ત્યારે આવા વિપરીત સમયે ચાણકય નીતિશાસ્ત્રને વાગોળવાની ખુબ જ જરૂર છે. માનવી વરવી વાસ્તવિકતામાં જીવતું પ્રાણી છે પણ એમાંય કેટલાક સતત દિવા સ્વપ્નમાં રાચતાં હોય છે.જીવનમાં વિકાસની સાથોસાથ સફળતા શાંતિ, સંતોષ, સેવા, રાષ્ટ્રવાદના પણ દર્શન થવા જ જોઈએ. તેના માટે તેવું આચરણ પણ કરવું જ પડે!



:::: કેટલાક અગત્યના સૂત્રો ::::

- જે સત્ય બોલે છે તેને તપ કરવાની જરૂર નથી.
- જુઠ્ઠો માણસ કયારેય નિખાલસ હોઈ શકે નહીં.
- દાનથી જ ધર્મની રક્ષા થાય છે.
- સંસારમાં ભૌતિક પદાર્થો નાશવંત છે.
- ભેદભાવ કરનારો પોતે જ ભેદાઈ જાય છે.
- અતિ સ્નેહ, મોહમાયા બધા દુઃખનું મૂળ છે.
- લોભીને બીજી બુરાઈની શી જરૂર?
- એકલા આવ્યાને એકલા જવાનું છે.
- આત્મબળ જ સર્વશ્રેષ્ઠ બળ છે.
- જગતમાં યમરાજ માત્ર અતિથિ છે.
- માનું સ્થાન દેવતા કરતાંય અદકું છે.
- ક્રોધ જ માનવીનો શત્રુ છે.
- ધરતીના ત્રણ રત્નોઃ અન્ન-જળ- અને હિત વચન
- જ્ઞાનથી મોટું કોઈ સુખ નથી.
- પુસ્તકમાં રહેલી વિદ્યાને બીજાના તાબામાં ધન શા કામનું?
- શીખનારને દરેક સ્થાનથી કંઈક શીખવા મળે છે.
- આપણે આપણા જ વિચારોના દાસ છીએ.
- શિક્ષક પિતા તથા ગુરુ સમાન છે.
- કયારેય કોઈની ચાડી-ચૂગલી ન કરવી.
- મનુષ્યના વ્યવહારથી જ તેના કુળનો પરિચય થઈ જાય છે.
- જયાં પતિ-પત્નીમાં સંપ ત્યાં લક્ષ્મીનો જંપ.
- માંગનાર માનવી સૌથી હલકો છે.
- દાન કરવાથી દરિદ્રતા નષ્ટ થાય છે.
- સિંહ જેવા શકિતવાન તેમજ કૂકડા જેવા નિયમિત બનો.
- કૂતરા જેવા વફાદાર બનો.

ભારતમાં બે નીતિઓ ખુબ ગવાઈ છે. એક વિદુર નીતિ અને બીજી ચાણકય નીતિ. તેનાં રહસ્યો શાશ્વત છે. એમાં રજૂ કરાયેલા વિચારો આપણે આપણા જીવનમાં આત્મસાત્ કરવા જ રહ્યા.

હે મનુષ્ય! હે માનવી, તું ડગ ભરવાની હિંમત તો કર, હું ઊતરતા ઢાળ જેવો છું. કેળવીને મનાવી લે મને, હું સાવ નાના બાળ જેવો છું.....

ગ્રીક દેશના મહાન ગણિત શાસ્ત્રી- પાયથાગોરસ (ઈ.સ. પૂર્વે ૫૭૦- ઈ.સ. પૂર્વે ૪૯૫) એ પ્રમેયના પ્રણેતા કહેવાય છે. ગણિત શાસ્ત્રની ઉત્ક્રાંતિને આપણે હંમેશાં વધતાં જતાં અમૂર્ત પૃથક્કરણની શ્રેણી તરીકે અથવા વિષયવસ્તુનાં વિસ્તરણ તરીકે જ જોઈ શકીએ છીએ. એટલે જ તો સર્વપ્રથમ પૃથક્કરણ કદાચ સંખ્યાઓનું જ હતું. દા.ત.- બે કેરીના સમુહ અને બે કેળાના સમુહ વચ્ચે કંઈક તો સરખાપણું છે જ છે. જે ખરેખર તે બન્નેમાં રહેલી વસ્તુઓનો જથ્થો છે.

આમ, જગતની ભૌતિક વસ્તુંઓની ગણતરી કેમ કરવી તે સમજવા ઉપરાંત, હાડકાં પર મળેલી ગણતરીની રેખાઓ વડે એ વાત સાબિત થાય છે કે - પ્રાગૈતિહાસિક માનવોએ સમય- દિવસો- ઋતુઓ- વર્ષો- નદીઓ- પહાડો- રસ્તાઓ- જેવા મૂર્ત કે અમૂર્ત જથ્થાની ગણતરીની સમજ પણ કેળવી લીધી હતી. ઈ.સ. પૂર્વે ૩૦૦૦ની આસપાસ સુધી વધારે જટિલ ગણિતશાસ્ત્ર અસ્તિત્વમાં નહોતું. ત્યારબાદ બેબિલોન અને ઈજીપ્તના લોકોએ મહેસુલ અને બીજી નાણાકીય ગણતરીઓ, મકાનના બાંધકામ અને ખગોળશાસ્ત્ર માટે અંક ગણિત- બીજ ગણિત અને ભૂમિતિનો ઉપયોગ એક સાથે કર્યો હશે. વ્યાપાર, જમીનની માપણી, ભાત-ભાતનાં ચિત્રકામ અને વણાટની ગૂંથણી કે સમયની નોંધ રાખવા માટે સૌથી વહેલો અને પહેલો ઉપયોગ ગણિતનો જ કરાયો હતો.

બેબિલોનનાં ગણિતશાસ્ત્રમાં પ્રાથમિક ગણિત કે પ્રારંભિક ગણિત જેવાં કે-(સરવાળા- બાદબાકી- ગુણાકાર- ભાગાકાર) મુખ્ય દેખાય છે. આના પરથી સમજાય છે કે લખાણથી પહેલાં સંખ્યાની સમજ અસ્તિત્વમાં હતી. જાત-જાતની સંખ્યા પધ્ધતિ વર્તમાનમાં અસ્તિત્વમાં છે. હિંન્દ મેથેમેટિક્સ- પેપીરસ જેવાં મધ્ય રાજય લખાણોમાં ઈજીપ્સિયનોએ સૌપ્રથમ લખેલી સંખ્યા બનાવી. પછી ક્રમે ક્રમે ગણિતશાસ્ત્ર વિકસતું રહયું. પરિણામે ગણિત ને વિજ્ઞાન વચ્ચેનો ફળદાયી સંવાદ રચાયો. બે ચક્રો એક સામટા ગતિમાન થવાથી ગતિમાં પણ ઝડપ આવી. આ બંન્નેનું મિલન જગત માટે ખૂબજ લાભદાયી પૂરવાર થયું છે.

હજી આજે પણ ગણિતની શોધ ચાલુ જ છે. 'બુલેટીન ઓફ ધ અમેરિકન મેથેમેટિક્સ સોસાયટીના' જાન્યુઆરી ૨૦૦૬પ્રમાણેના અંકમાં મીખાઈલ બ. સેન્યુર્કના મત મુજબ ઈ.સ. ૧૯૪૦માં મેથેમેટિક્સ રીવ્યુના ચાલુ થવાના પ્રથમ વર્ષથી અતયાર સુધીના મેથેમેટીકસ રીવ્યુના માહિતી ફલક પર નજર નાખતાં જણાય છે કે- લગભગ ૧૯ લાખથી વધુ પત્રો અને પુસ્તકોનો સમાવેશ એમાં આજ સુધી થયો છે. વળી દર વર્ષે આ માહિતી ફલક પર ૭૫ હજાર ઉમેરાતાં લખાણો તો ખરાં જ. આ ગણિતના અ-ગણિત મહાસાગરમાં મોટાભાગના કાર્યોની અંદર નવાં ગણિતીય પ્રમેયો અને સાબિતિઓ છે.

ચોક્કસ પુસ્તકના ગણતરીમાં આપેલા પાના પરની ચોક્કસ લાઈન કહેવી.

| | |
|---|---|
| ૧. એકથી ૧૦૦ વચ્ચેની સંખ્યા ધારો.......... | ૪૦ |
| ૨. તેમાં ૨૮ ઉમેરો અને તેને ૬ વડે ગુણો..... | (૪૦ + ૨૮) ૬ = ૪૦૮ |
| ૩. તેમાંથી ૩ બાદ કરી તેને ૩ વડે ભાગો..... | (૪૦૮-૩)/૩ = ૧૩૫ |
| ૪. તેમાંથી ધારેલી સંખયા કરતાં ૩ વધારે બાદ કરો... | ૧૩૫- ૪૩ = ૯૨ |
| ૫. હવે તેમાં ૮ ઉમેરો......... | ૯૨ + ૮ = ૧૦૦ |
| ૬. હવે ધારેલી સંખ્યા કરતાં ૧ બાદ કરો..... | ૧૦૦ - ૩૯ = ૬૧ |
| ૭. હવે તેને સાત વડે ગુણો....... | ૬૧x ૭ = ૪૨૭ |





ગણતરી કરનારને કહેવાનું કે- તમારા જવાબના પહેલા બે આંકની સંખ્યાના પાના પર ત્રીજા આંકની લાઈન મેં પ્રથમથી જ લખીને ટેબલના ખાનામાં રાખી દીધી છે.ઉપરની ગણતરીમાં હંમેશાં જવાબ ૪૨૭ જ આવશે એટલે પુસ્તકના ૪૨૭ પાનાની સાતમી લીટી પ્રથમથી જ લખીને ટેબલના ખાનામાં અથવા કોઈ પણ વ્યકિતને પ્રથમથી જ લખીને આપી શકાય છે. (મજા પડી)

# ૧૯.સૌંદર્ય પરમ ગુણ!

- શ્રી દિનેશભાઈ પટેલ



'સુંદરતા પામતાં પહેલાં સુંદર બનવું પડે' આ ઉક્તિ આપણે પાયાના શિક્ષણમાં શીખ્યા હતા. ગુલાબના છોડ ઉપર ખીલેલા ગુલાબના ફૂલને જોઈ મન પ્રફુલ્લિત થાય ને ચૂંટી લેવાનું મન કરે તે સ્વાભાવિક છે. એનો અર્થ સુંદરતા સાથે આપણો ભવોભવનો નાતો છે. સુંદરતા માણવાનો અભ્યાસ નથી. ગુલાબના ફૂલથી શોભતી ડાળી પરથી ફૂલને ચૂંટી લીધા પછી ખાલી પડેલી તે ડાળખી ઉપર નજર કરો. હવે તમને ત્યાં જોવું ગમતું નથી, બીજા અનેક લોકો પણ તે ફૂલ વગરની ખાલી ડાળખી તરફ નજર કરતા નથી. થોડા સમય પહેલાં જેના પરથી નજર હટતી ન હતી, હવે તેની સામે જોવાની ઈચ્છા પણ થતી નથી. સૌંદર્ય છિનવાય ગયા પછી ડાળખી પ્રત્યે માનવીનો ભાવ શું સૂચવે છે? તેનો સૌંદર્યપ્રેમ કે, સૌંદર્યાશક્તિ. 'શાકુન્તલ'માં કવિ કાલિદાસે માનવીનો પ્રકૃતિ પ્રત્યેનો સાચો પ્રેમ કેવો હોય છે તે, શકુન્તલા વિદાય પ્રસંગે વર્ણવ્યો છે. એક વખત આ પ્રસંગને મનભરી વાંચોશો તો, પ્રકૃતિ તરફ જોવાની દ્રષ્ટી બદલાય જશે. જ્યારે જડ પ્રકૃતિ પણ શકુન્તલાને વિદાય આપતાં દુઃખ વ્યકત કરે છે એવો પ્રકૃતિ પ્રેમ માનવમાં જન્મે તો ખરો. વસંતમાં પ્રથમ પુષ્પ ખીલે તેનો ઉત્સવ મનાવતી, ફૂલોની માળા કે વેણી બનાવવા પણ ચૂંટતી ન હતી. વનલતાઓ તેને વિંટળાય જતી, પુષ્પોની તેના પર વૃષ્ટિ થતી. પરંતુ તે કદી પુષ્પ, ડાળખી કે પર્ણ ચૂંટતી ન હતી. જેમ સૌંદર્ય છીનવાઈ ગયું પછી જે સ્થિતિ ગુલાબની ડાળખીની થઈ તેની પાછળ જવાબદાર આપણી વૃત્તિ જ છે. જેણે ટાઢ, તડકો, વરસાદ બધી પ્રતિકુળતાઓ વેઠીને સૌંદર્યનું સર્જન કર્યુ હતું તે આપણે પલભરમાં છીનવી લીધું. પ્રકૃતિનો ગુણ છે તે ડાળખી નિરાશ નથી થવાની, થોડા દિવસોમાં તેના પર પાછું એવું જ ફૂલ ખીલી ઉઠશે. ફૂલના આશકો ડાળખીને સલામત રાખે તો ઘણું છે, તેના પર ફરીથી પુષ્પ ખીલી ઉઠશે ને પાછું એ જ સૌંદર્ય ખીલી ઉઠશે. અજે તો વ્યક્તિને પુષ્પ, પુષ્પગુચ્છ, હાર, બુકે અને ફૂલોની ચાદર, ફૂલોનો કદાવર હારથી સન્માનવામાં આવે છે. જેવી વ્યક્તિ તેવા તેના પ્રમાણમાં ફૂલોના હાર તોરા થાય છે જેની પાછળ અસલી ચહેરો છુપાય જાતો હોય છે. સૌંદર્યના ઉપાસકો માટે ઈન્દ્રિયગોચર સૌંદર્યનો સબંધ દેહ-દેહી જેવો અપરિહાર્ય છે. સૌંદર્યાનુંભવ સુખ આપનારું હોય છે. જે માનવ જીવનની ઉન્નતિનો પ્રેરણા સ્રોત છે.



સૌંદર્ય -બાહ્ય સૌંદર્ય -અંતઃ સૌંદર્ય :-

૧. માનસિક સૌંદર્ય : જીવનમાં સુખી થવા જરૂરી છે.
૨. બૌદ્ધિક સૌંદર્ય :માનસિક સૌંદર્ય મેળવવા જરૂરી છે.
૩. આત્મિક સૌંદર્ય :સૌંદર્યની ટોચની સ્થિતિ છે, જે દુર્લભ છે.

જીવનાનંદના મૂળમાં છે માનસિક સૌંદર્ય. આજના વિશ્વની ભયાવહ બાજુને જોઈએ તો મન માનવા તૈયાર નથી કે આ વિશ્વ સુંદર છે. વિરૂપતા, કલહ, દર્દ, યુદ્ધ, અરાજકતા, અમાનવિયતા, યાતનાઓ, અશ્લિલતા, વ્યાધિ-ઉપાધિઓ જોઈને બુદ્ધિ માનતી નથી કે સૌંદર્ય ક્યાંક હશે. માનવે સર્જેલી અસૌંદર્ય લીલાનો આ નજારો છે. કુદરતે તેના નિયમો તોડ્યા નથી.

કુદરતને હજુ માનવજાત પર વિશ્વાસ છે ,તેના લાડલાને સુધરવાની પૂરતી તકો આપે છે.તેથી જ તો સંધ્યાના રંગો આજે પણ એટલીજ નાજુકતાથી ભરે છે.પછી તેને કોઈ નિહાળનાર કોઈ ન હોય.મોરપીંછના રંગો એટલાજ સુંદર અને મન મોહક છે.તેણે પૃથ્વીને ગંધવતી કીધી,પવન,પાણી,પ્રકાશથી હરિયાળી સર્જી.માનવ મનને પ્રફલિત કરવાને તનને સ્વસ્થ કરવા કુદરતે કરેલી લીલા એટલી જ સમૃદ્ધ આજે પણ છે.એની પાછળ પરમ તત્વનો કોઈ આશય હોઈ તો તે એટલો જ છે “મનુષ્ય જીવન ટકાવવું અને ઉન્નત કરવું”.સૌંદર્યના ઉપાસકો કવિ,કલાકાર,સંગીતકાર સૌંદર્ય પામવામાં સફળ રહે છે.તેમનો માનવ જીવન ઉપર અદમ્ય ઉપકાર છે કે જેઓ માનવને રાહ ચિંધે છે.

પક્ષીઓનો કલશોર,તૌની ઉડાઉડ,વન્ય પ્રણીઓનું વૈવિધ્ય,વનલતા,પુષ્પો,નભ,સૂર્ય,ચંદ્ર,તારાઓથી શોભતી આ સૃષ્ટિએ માનવને ઘેલું કર્યુ છે.સૂર્યોદય અને સંધ્યાના રંગો સૃષંટિ પરના જીવોને સુખદ સંદેશ પાઠવે છે કે હજુ આ સૃષંટિ જીવવા લાયક છે.સૂર્યાસ્ત રૂપી અંધકારના ઓછાયા પછીની કાળી અંધારી રાત્રે પણ ઝગમગતા તારાઓની રોશની આશાના અરમાનો સજાવે છે કે સવાર થશે ને પ/ર્ણ લાલીમા સાથે સૂર્યનો ઉદય થશે.સૂર્યોદય શક્તિ અને સૌંદર્યનો ભંડાર છે.એટલે રાત્રીના સમયે જવ- જગત નિશ્ચિત હોય છે.તમે જેમ સૂતા છો તેમ તમારા મિત્રો,પડોશીઓ,સ્નેહીજનો,પશુ-પક્ષીઓ,જીવજંતુઓ ને વનરાજી નિરાંત માણે છે.

‘ભોર ભયે જબ ભાનું પ્રગટે’સવારે સૂર્યોદય થતાં જ શક્તિનો સંચાર થાય છે અને જીવન જાગી ઉઠે છે.ને પંચ-તત્વો ખીલી ઉઠે છે.સફેદ પ્રકાશમાં વિંટળાયને સાત રંગોની સવારી જીવ જગતને રંગોથી ભરી દે છે. ‘વાયુ’ જીવ-જગતમાં પ્રાણનો સંચાર કરે છે.પશુ,પક્ષી,જીવ જગતથી લઈ જડ-ચેતનના અણુ -અણુમાં જીવનમંત્ર ફૂંકાય છે.મંદિર,મસ્જિદ,ગીરજાગર સહિત ઈશવિશ્વાસના શ્રદ્ધાસ્થાનો પરમતત્વના આરાધકોથી ઊભરાય છે.જે હૃદય ને મનને પવિત્ર કરવા નિર્મિત છે.

આપણે જાણીએ છીએ તેવી ૬૪ કલાઓ અને એવી જ અસંખ્ય કલાઓ કુદરતે સૃષ્ટિચક્રમાં સજાવી મૂકી છે. સૃષ્ટિપરના બુદ્ધિશાળી જીવ ને કુદરતના શ્રેષ્ઠ સર્જન માનવે ,કુદરતની આવી અણમોલ ધરોહર પર અત્યાચાર આદર્યો છે.રમકડાં સાથે રમતો બાળક ,રમકડાં વાસ્તવમાં સાચાં જ હોય એટલી સહજતાથી સ્વીકાર કરી તેમાંથી આનંદ મેળવે છે.રમકડાંની દુનિયામાંથી વાસ્તવિક દુનિયા સુધીની સફર કેટલી રોમાંચક છે!રમકડાના ઘોડે ચઢનારો જ્યારે સાચે ઘોડે ચઢી જીવનરૂપી નૈયા હંકારવા લાગે,ત્યારે તેની દુનિયાજ અલગ હોય છે.।નવજીવનનું હરેક કદમ નવી દુનીયાના રંગોથી અભિભૂત થતું રહે છે,તેથી જ દુનિયા સુંદર લાગે છે.

‘Beauty is that which change every moment”

બદલાતું રહે તે શોભે છે.ઝાડ પરથી પર્ણો ખરી પડે છે અને પછી નવી કૂપળો ફૂટી નીકળે છે જેને જોઈ પુષ્પો ખીલવાની આશા બંધાય છે.સૌંદર્ય ઉપાસનામાં વાસના ,વિલાસ ડોકાય ત્યારે તેને સંયમરૂપી શસ્ત્ર વડે મારણ કરવું પડે.બૌદ્ધિક વિકાસથી મનોઘડતર કરી જીવન સુઃખી સંયમી બનાવી શકાય છે.કુદરતે આપેલી બૌદ્ધિક શક્તિના વિકાસ માટે શિક્ષા જરૂરી છે અને તે કુદરતની પાઠશાળામાં મળે છે.જીવન અતિ સુંદર છે કારણ કે તેનો સર્જક સુંદર .આપણું સર્જન પણ આ સૃષ્ટિને અધિક સુંદર બનાવશે એવા બુદ્ધિબળ સાથે કર્યુ છે.તમને ગમે તેવી દુનિયા રચજે,સુખી થજે એ આશ્વાસન સાથે જન્મ ધરીએ ીએ તેને સાર્થક કરીએ.



# ૨૦.ઉપયોગ શુદ્ધતા

*- શ્રી દિનેશભાઈ પટેલ*

મનુષ્યનું ઉત્કૃષ્ટ જીવન તેની બુદ્ધિ શકિતને આભારી છે.અભિમાન જાય વિનમ્રતા આવે ત્યારે જ બુદ્ધિ કામે લાગે.ઘણા લોકોને પોતાની કથની કરવાની ટેવ હોય છે. જેમ કે મારા જેટલું કોઈએ સહન કર્યુ જ નથી.આટલી વિટંબણાઓ હોય,તો કોઈ ટકી શકે જ નહીં.મે બીજા માટે ઘણું કર્યુ ,કુંટુંબનો નિર્વાહ હું જ કરું છું.હું નહીં હોઉ ત્યારે જોઈ લેજો.આપણે આમાંથી બહાર આવવું પડશે.ઘણા આવ્યાને ઘણા ગયા...આતો પંખીડાંનો મેળો.આજ આવ્યાને કાલ જાશે.નાહકનું અભિમાન કરીએ.જો તે છૂટે તો જીંદગી જવવા જેવી લાગે.જીંદગી કુદરતે આપેલું વરદાન છે.તેણે આપેલી શક્તિઓને સદ્‌માર્ગે વાળવામાં અવરોધ રૂપ છે,અભિમાન.- બુદ્ધિ મળી છે તેનો ઉપયોગ ભય નિવારણ માટે કરો,ભય વધારવા કે ભય પમાડવા માટે નહીં.ભય પમાડવા ભયાનક થવું પડે અને તે સુઃખદાયી નથી.

"બધી દિશાઓમાંથી શુભ વિચારો પ્રાપ્ત થાવ" એવી પ્રાર્થના કરનારા આપણે જીવજગતનું શુભ ઈચ્છીએ છીએ.આપણી સમર્થતા બીજાને કામ આવે તો સામર્થ્ય વધે.જ્ઞાનનો ઉપયોગ આત્મિક વિકાસ માટે કરીએ.જ્ઞાન ઉપાસકો એ અર્જીત કરેલા જ્ઞાનનો સ્વીકાર કરીએ,ઉપાસકોનો સત્કાર કરીએ.જ્ઞાનીએ માત્ર ઉપદેશાત્મક અભિગમ ન અપનાવવો.નિષ્ફળતાથી ડરી જવાનું નથી.નિષ્ફળતામાં એક સબળ તત્વ પડયું હોય છે, 'નવું શીખવાનું' તેને ઓળખી લે તો,આલ્વા એડીસનની જેમ નિષ્ફળતાઓના ડુંગર ઉપર ઝળહળ પ્રકાશીત બલ્બ મળે ,એવું જ જ્ઞાન રૂપી પ્રકાશનું પણ સમજવું.સંબન્ધનો ઉપયોગ સ્વાર્થ સાધવા કરી,પરસ્પરના સ્નેહનું અપમાન ન કરો.નિસ્વાર્થ સંબન્ધ જાળવશો તો સ્નેહ પામશો,જે બધું જ કરવા સમર્થ છે.એજ રીતે શકિતનો ઉપયોગ સ્વવિકાસ બીજાના વિકાસ માટે ભલે ન વાપરી એ,પરંતુ તેના વરોધરૂપ કદી ન થઈએ.પ્રતિકુલતાનો ઉપયોગ હૃદયને બળવાન બનાવવામાં કરો.હૈયે હિંમત ધરો તો બળવાન બનશો.સમર્થ શાંતિ સ્થાપવામાં સામર્થ્યનો ઉપયોગ કરે તો પોતે પણ શાંતિ પામે,પણ બીજાની જીંદગી ડહોળવામાં વાપરે તો તે પોતે પણ શાંતિ પામી શકતો નથી.સુંદરતામાં પ્રભુ પ્રેમને નિહાળો,હૃદયમાં ઈશ્વરત્ત્વ ભરો,જીવન મહેકી ઉઠશે.જીવનને વિવેક રૂપી લાકડીથી સંભાળી લઈએ તો ઉપયોગ શુદ્ધતા પામશો.

મુશ્કેલીમાં પુરુષને છાજે એમ,
વિપત્તિમાં નરબંકાની જેમ,
ગરીમાઈમાં ઉચ્ચકુળને છાજે એમ સહન કરો.

બહાદુર માણસ જગતને ઉત્સાહ પ્રેરવાનું કાર્ય કરે છે. પ્રતિદિન સ્મશાનમાં જતા અપ્રસિધ્ધ માણસોનો તોટો નથી.આ ચિત્ર હજું પણ બદલાયું નથી.આપણામાં રહેલ પરમશ્રધેય શક્તિને ઓળખાવનાર છે કોઈ? આપણામાં રહેલી ભીરુતા ભગાડશે કોણ?આ કોઈ કરી શક્યું હોત તો ,વિશ્વ આખું પ્રસિધ્ધ માણસોથી ભર્યુ પડયું હોત જે આજે ભેકાર ભાસે છે. આવા માણસોમાં પ્રથમ પ્રયત્ન કરવા જેટલી પણ હિમંત હોતી નથી.જો એટલું જ કરી શક્યા હોત તો,એક પ્રસિધ્ધ માણસની માફક જીવી જાત.

...૨૨.પ્રેરણાની પરબડી

## ૨૧. ॥ મા ॥

-શ્રીમતિ સ્મિતાબેન પટેલ

'મા' આ સૃષ્ટિનું જંગમ વિદ્યાપીઠ છે.

'મા' નો અર્થ દુનિયાની બધી ભાષાઓમાં 'મા' જ થાય છે.- રવિન્દ્રનાથ ટાગોર

જો તારા આકાશની કવિતા છે તો 'મા' પૃથ્વીની કવિતા છે. - દારગ્રેવ

તારું સ્વર્ગ તારી માતાના ચરણોની નીચે છે.- હઝરત મહંમદ

માનવે ઈશ્વરને પૃથ્વી પર અવતરવા પ્રાથના કરી અને ઈશ્વરે 'મા' ને મોકલી.-બલ્વર લિટન

**॥ મા ॥**
**મંત્રો માં જેમ 'ૐ'શ્રેષ્ઠ છે.**
**પ્રકૃતિમાં 'પુષ્પ'શ્રેષ્ઠ છે.**
**તેમ મનુષ્યોમાં સર્વશ્રેષ્ઠ સ્થાને**
**'મા' છે.**

યૌવન ચાલી જાય છે,પ્રેમ ઓસરી જાય છે,મિત્રતા ખરી પડે છે
પણ માતાનો પ્રેમ સદા વધતો ને વધતો રહે છે.-સેક્સપિયર

માતા સમાન બીજી કોઈ છાયા નથી,માતા તુલ્ય કોઈ રક્ષક નથી
તથા માતા સમાન બીજી કોઈ પ્રિય વસ્તુ નથી.-મહાભારત

બાળકની ઉન્નતિ કે અવનતિનો આધાર તેની માતા પર જ હોય છે.-નેપોલિયન



જીંદગી પણ કેવી કમાસ છે!
પહેલાં આંસુ આવતા ત્યારે 'મા' યાદ આવતી,ને આજે
'મા' યાદ આવે છે ને આંસુ આવી જાય છે.-રમેશ જોષી

'મા' કદી મરતી નથી અને બાળક કદી મોટો થતો નથી. - બેફામ

માનવજાતિના હોઠ પરનો સૌથી સુંદર શબ્દ છે 'મા' અને
સૌથી સુંદર સાદ હોય તો તે છે, 'મારી મા' -ખલિલ જિબ્રાન

બીમાર માણસ દ્વારા સૌથી વધારે વાર બોલાતો શબ્દ 'મા' છે.-સ્વામી રામતીર્થ

હું આજે જે કંઈ કરી શકું છું અને ભવિષ્યમાં જે કંઈ પણ કરી
શકું તેમ છું તે મારી દિય માતાની પ્રસાદી છે.-અબ્રાહમ લિંકન

માનવતા અને સંસ્કૃતિનું મહાવિદ્યાલય માતાના ચરણોમાં છે.-ફેડરિલ હેસ્ટન

માતા ધન,પ્રતિષ્ઠા,સંપત્તિ,સુખસગવડ આપી દેવા તૈયાર થશે પણ પુત્રને કદી નહી આપે.-હેલનકેલર

જે 'મા' એ તને બોલતાં શીખવ્યો તેને ઘડપણમાં 'ચૂપ'કરતાં કાળજું કંપે નહી,તો ધિક્કાર છે એ જીવનને.

'મા' ગર્ભસ્થ શીશુને ખાતર પોતાને ભાવતા ભોજન છોડી દે છે ને બાળકના સ્વાસ્થ્યને અનુરૂપ ભોજન જમે છે.જેની ખાતર તીખું,તળેલું કે સ્વાદિષ્ટ ભોજન છોડી દે ને કડવી દવાના ઘૂંટ પીવે એ'મા' જ હોય.તેના માટે બે ટાયમ જમવાનો ને સ્વાસ્થ્યનો વિચાર કરવાની પણ ફુરસદ લે જે.જેણે નવ માસ ઉદરમાં સુરક્ષિત રાખનારને નવ નેજા પડે એવું દુઃખ ન પડે તેની ખાત્રી રાખ જે.જન્મતાં તારી સંભાળમાં રાતો ની રાત જાગતી રહી,આંખે કાજળ ઘસીને પણ ઉજાગરા કર્યા ,ભીને સુવે ને તને કોરે સુવાડે. તને નિદર આવી જાય

તો હરખાતી ને રડે તો હેબતાય જાતી. એ 'મા'ને મીઠી નિંદર આવે એટલું કરજે. સૃષ્ટિ સર્જનનો પ્રથમ ધ્વનિ 'ૐ' છે તેમ તારા માટે પ્રથમ શબ્દ ધ્વની 'મા' છે. માતૃ-પિતૃ ભક્ત શ્રવણ સંસ્કૃતિનો સાચો સપૂત થઈ ગયો. ધન્ય છત્રપતિ શિવાજી જેમણે સંસ્કૃતિના રખોપા કર્યા. સ્વામીવિવેકાનંદ, ગાંધીજી, સરદાર પટેલ, સુભાષચંદ્રબોઝ, ભગતસિંહ, વીર સાવરકર, લક્ષ્મીબાઈ, મીરાં, નરસિંહ, કાલિદાસ જેમણે માતાના ધાવણનું ઋણ અદા કર્યુ. તમારું સ્થાન ઉપલી હરોળમાં આવે એવું ઈચ્છતા હોતો, જીવનમાં એવા કાર્યો કરો કે જેનાથી માતા ખૂશ થાય. કોઈપણ કાર્ય કરતાં પહેલાં એક વાર 'મા'ને યાદ કરી એટલો પ્રશ્ન કરજો કે આ કાર્યથી 'મા'ખુશ થશે? તમારાથી કદી ખોટું કામ થશે જ નહીં.



**બાળકને જોઈ રીઝે, રીઝે બાળક જોઈ જે ને**
**વત્સલ મૂરત સ્નેહલ સૂરત, હૃદય હૃદયના વંદન**
**તેને. -ઉમાશંકર જોષી**



પ્રિયતમાને પામવાના કોડ પૂરા કરવા માતાનું કાળજું લઈ નિકળેલા યુવાનને ઠેસ વાગતાં, યુવાન નીચે પડે છે પણ તેનું ધ્યાન હાથમાં રહેલા 'મા'ના કાળજા પર છે, તેને બરાબર પકડી રાખે છે નીચે પડવા દે તો નથી. ત્યાં કાજામાંથી અવાજ આવે છે "બેટા વાગ્યું તો નથી ને"અને જેને માટે માનું કાળજુ લઈ આવ્યો એજ પ્રિયતમા જ્યારે બેવફા થઈ કહે કે, હું તારી સાથે કેમ કરી રહી શકું? "જે જન્મ આપનાર જનેતાનો ન થયો તે મારો શું થવાનો". માનો ન થઈ શકે એ કોઈનો શું થવાનો. જે ઘર માતા-પિતાની સંભાળ ન લેવાતી હોય, ત્યાં વળી બીજાનો આવ આદર ને સન્માન કેવા! આ દુનિયામાં તમારું કોઈ થઈ શકે તેનું લિસ્ટ બનાવો તો પ્રથમ ક્રમે 'મા'જ આવે.

હતો હું સૂતો પારણે પુત્ર નાનો, રડું છેક તો રાખતું કોણ છાનો?
મને દુઃખી દેખી દુઃખી કોણ થાતું? મહા હેત વાળી દયાળી જ મા તું..-કવિ દલપતરામ

આવી ઉન્નત સંસ્કૃતિનાં મૂળીયાં માં કાં લૂણો લાગ્યો. સાહિતિક, સંસ્કારી જનો તેની નાડ પારખી શકે છે. હજુ સમય છે. આવો સાથે મળી સંસ્કૃતિ ઉત્થાનનું પર્વ ઉજવીએ. ઘેર ઘેર સંસ્કાર ગ્રંથો લઈ જઈએ. માતૃ દેવોભવ, પિતૃ દેવોભવ નો સંસ્કારવારસો પુનઃસ્થાપિત કરીએ.

જીવતાં જીવ મા-બાપની સેવા ચાકરી કરે એના કરતાં મૃત્યું પછી મા-બાપના ફોટાની વધુ સંભાળ લે છે. કારણ ફોટા પૈસા ખર્ચીને બનાવ્યા છે, ઘરના ફર્નિચરમાં ગણાય, હવે તે ઘરની શોભા છે. જીવતાં જીવ મા-બાપ બોજ રૂપ લાગતાં હતાં. તેથી સાચે જ કહ્યું છે.. જીવતાં દીધા સંતાપ, સેવા ના કરી મા-બાપની, પાછળ પછી ફોટા તણું પૂજન કર્યાથી શું થયું? આપણી સંસ્કૃતિમાં તો મૃત્યું પછી સ્મશાને મૃતશરીરને દાતણપાણી કરાવે છે અને શ્રાદ્ધપક્ષમાં ખીર ખવડાવે છે. ઔરંગઝેબ પિતા શાહજહાં પાસેથી રાજગાદી છીનવી કેદ કર્યા, જેલવાસ દરમ્યાન તેની પાણી પીવાની તુંબડી તુંટી ગઈ. રાજા પાસે નવી તુંબડીની માગણી કરી તો જવાબ મળ્યો કે હાથ તો સલામત છે ને. શાહજહાંએ એક યુવાનને પીપળાના ઝાડને પ્રદક્ષિણા કરી પિતૃઓને પાણી તર્પતો જોઈ, આંખમાં આંસુ આવી ગયા. તેના મુખમાંથી સરી પડેલા શબ્દો હતાઃ

"હિન્દુસ્તાનકી ઉન ઓલાદો કો મેરે લાખ લાખ સલામ હૈ
જો મરને કે બાદ ભી અપને અપને અબ્બાજાનકો પાની પિલાતે હૈ!"

# ૨૨.પ્રેરણાની પરબડી

શ્રી આઈ.એન.પારગી

– દરેક શ્રમમાં નફો છે.માણસનો પરિશ્રમ એ જ સાચી સમૃધ્ધિ છે.

" In all labour There is Profit "

– આંખો બંધ કરીને મેં આજ સુધી કોઈ કામ કરેલ નથી.ચિંતન અને મનન પછી જ મેં મારું કામ શરૂ કર્યું છે.

– રોક ફેલર

– રૂપિયો રૂપિયાને નથી ખેંચતો ,તમારી બુધ્ધિ જ રૂપિયાને બે માંથી ચાર અને ચારમાંથી આઠ કરે છે.

–ડિગવેલ જ્વેલર્સ

–વ્યાપારમાં એક ગુરૂ છે.આ ગુરૂ છે કે શું તમે અઢાર કલાક સમય ફાળવી શકો છો ? જો ફાળવી શકો તો તમે અવશ્ય કરોડપતિ બની શકો.

–જમશેદજી ટાટા

–ઉતાવળા બનીને વેપારમાં હાથ ન નાખો.પ્રથમ નાનો વેપાર કરો.પછી મોટા વેપારી બનો.પ્રથમ તેલ વેચતાં શીખો,પછી તેલવાહક જહાજ ખરીદો.

–ઓનાસિસ

## સતી લોયણ

**સતી લોયણે બતાવેલી મનની શુદ્ધિ માટે યોગની બાર ક્રિયાઓ .**

**૧.ગુરુ વચનનું પાલન.**
**૨.બ્રહ્મચર્ય.**
**૩.અમીરસપાન.**
**૪.ઈન્દ્રિયો પર વિજય.**
**૫.પવન થોભાવવો.**
**૬.મનને જીતવું.**



**૭.વાણી સંયમ.**
**૮.સુરતાની સ્થિરતા.**
**૯.દ્વારે નિયંત્રણ.**
**૧૦.સૂર્ય સાધના.**
**૧૧.ચંદ્ર સાધના.**
**૧૨.પ્રેમ જાગૃતિ.**

*- અજ્ઞાનપૂર્વકની બાદશાહી કરતાં જ્ઞાનપૂર્વકની નિર્ધનતા ચડીઆતી કહેવાય છે.*

*- અધિકારવિના અપાતી વસ્તુ ઘણીવાર નુકશાન કરે છે.અત્યારે બ્રહ્મ સત્યં જગન્મિથ્યાના જ્ઞાનને મુકવાથી કોઈ ફાયદો થાય ખરો? જિજ્ઞાસુઓ માટે આનાથી ઉત્તમ બીજું કોઈ જ્ઞાન નથી.જે હજું ખાટલા વશ છે તેને તો કાંજી જ આપો,સવા શેર 'ઘી'નો શીરો નહી.જો આપ્યો તો જાન લેવા સાબિત થઈ શકે છે.*

*જ્ઞના આપવા પર્વેની શરત છે,પૂર્વજ્ઞાન જાણી લો,તેના રસને જાણો,ક્ષમતા જાણો.*

*પરીક્ષાઓ શા માટે?ઉપરોક્ત ત્રણ બાબતો ચકાસવા જ હોય.પછી તેને જરૂરી જ્ઞાન આપો.*

*જ્ઞાન જીવનાનંદ માટે હોય.જેનાથી માણસ સ્વતંત્ર બને,સ્વછંદી નહી.ઘર,સમાજ અને રાષ્ટ્રઘડતરનો સાચો નાગરીક બને.આજે આપણી ચારો ઓર ડર અને અસ્થિરતા પ્રર્વતિ રહી છે.ભૌતિકવાદીવિશ્વનો પર્યાય ગતિશીલવિશ્વ થઈ ગયો છે. તમારા નિશ્ચયોને તત્કાલ અમલમાં મૂકી દો.તમને ડર લાગે છે?હરીફાઈની દુનિયામાં મનુષ્ય જ હરીફ હશે જે તમારી જેમ જ ,સ્વપ્ન લઈને નિકળેલો માનવ છે.તમે પણ માનવ છો.*

*સ્વામી વિવેકાનંદે કહ્યું છે તેમ ,બહાદુર બનો.તમે તમારું સ્થાન જીતી લો.બહાદૂર માણસની સેવામાં સઘળી વસ્તુઓ અને સઘળી શક્તિઓ આવી ઊભી રહે છે. ફક્ત જરૂર છે હિંમતની.*

# ૨૩.બાજરી બડા ધાન!

- શ્રી રતિભાઈ એન. પટેલ



બાજરી ઉનાળુ પાક ગણાય પરંતુ ગુજરાતમાં તો ત્રણે ઋતુમાં પાકતું ધાન બાજરી જ છે.સામાન્ય રીતે બાજરીનો પાક કરનારા ખેડૂતોમાં પશુપાલન એમનો પૂરક વ્યવસાય હોય છે.આમ જોઈએ તો બાજરીનું ઘાસ અને ધાન બન્ને ઉત્તમ છે અને ગમેતે પ્રકારની જમીનમાં તેનો પાક થાય છે.ગોરાળુ,રેતાળ જમીનમાં વધુ માફક આવે છે.ખોરાક તરીકે ગુજરાતમાં બાજરીનો ઉપયોગ નહિવત જોવા મળે છે.

જો કે ગુજરાતમાં રીંગણનું ભડથું,ઘી-ગોળ,લસણિયા ચટણી સાથે બાજરીના રોટલો ખાવાનો શોખ જોવા મળે છે.એમાં વળી છાસ મળી જાય તો માનો પકવાન ભોગ જમતા હાય એવું લાગે.સામાન્ય પ્રજાજનો માટે તો રાજભોગથી કમ નથી.હવે તો તે રોયલ સોસાયટીના લોકોનું પણ મનભાવન ખાણું બની ચૂંક્યું છે.મૂળ સૌરાષ્ટ્રનું ખાણું હવે હોટલોનું મુખ્ય મેનુ બની ગયું છે.લોકો કાઠિયાવાડી હોટલોમાં ખાટલામાં બેસીને બાજરીના રોટલા ને રીંગણનું ભડથું આરોગવા જાય છે.હવે તો પ્રસંગોની ડીસમાં એક વાનગી ઉત્તમ બની ચૂકી છે.હવે લોકો પૂરી,રોટલી કે ભાખરી છોડી રોટલાને વધુ પસંદ કરે છે.આમ દેશી બાજરી જેનો ઝીણો દાણો હોય છે તે ખાવામાં ઉત્તમ ગણાય છે.અત્યારે બાજરીના ઘણા પ્રકારના બિયારણ જોવા મળે છે.બાજરીનો ઉત્તમ ગુણ તેનો મીઠો સ્વાદ છે વળી તે બળ વર્ધક અને સુપાચ્ય પણ છે.બાજરીની બીજી ઘણી વાનગીઓ મળે છે જેવી કે બાજરીનાં થેપલાં,બાજરીનાં વડાં,બાજરીનાં ઢોકળાં,બાજરીનાં ચીલ્યાં વગેરે વાનગીઓ પણ પરંપરાગત ઉત્સવો અને પ્રસંગામાં બનાવવામાં આવે છે.બાજરી ખરેખર ખોરાક તરીકે ઉત્તમ ધાન છે.આવનારા દિવસોમાં ઘઉં પછી મુખ્ય ખોરાક તરીકે વપરાતું બીજા નંબરનું સૌથી ઉત્તમ ધાન બની રહેશે.તેનું ઉત્પાદન ખેડૂત માટે તેમજ રાષ્ટ્ર માટે મહત્વ પૂર્ણ લેખાશે.આજે આપણે બાજરીના વાવેતરની વાત કરવી છે.શિયાળો અને ચોમાસા કરતાં ઉનાળાની ઋતુમાં રોગ અને જીવાતોનો ઉપદ્રવ ઓછો હોવાથી બાજરીનું વાવેતર વધુ માફક આવે છે ઉત્પાદન પણ વધુ થાય છે.

બાજરીના વાવેતર પછી તેમાં વધારાના છોડ ઉપાડી જ્યાં ગામાં પડ્યાં હોય ત્યાં રોપણી કરી શકાય છે.ઓરવામાં ,નિંદામણમાં અને લણણીમાં બાજરીનો પાક ઉત્તમ ગણાય છે.વળી બાજરીના ખેતરમાં પાકનાં ડૂડાં તૈયાર થાય ત્યારે ખેતરને ધાનથી ભરેલું જોવાનો આનંદ જ કોઈ ઓર હોય છે.સાચા ખેડૂતને તો આવું ખેતર છોડી ઘેર જવાનું પણ મન કરતું નથી.અવનવા પક્ષીઓ ચણ ચણવા અવે એમાં આપણા ઘર આંગણાનું ભોળું પારેવડું ચકલીઓના ટોળેટોળા ખેતર પરથી પસાર થાય એ જોવાની તો મજા જ કંઈક જુદી હોય છે.ધાનથી ભરેલાં બાજરીનાં ડૂડાં પવનની લહેરકી સાથે જે હિલોળે ચઢે એને જોવાનો આનંદ રસીલા લોકો માટે કંઈક જુદો જ હોય છે તેનું વર્ણન કરી શકાય નહીં.રખે ચૂકતા બાજરીના મોલને એક વખત નજરી ભરીને જોઈ લેજો તમારી મનભાવન વાનગીઓ આરોગવાનો આનંદ ઓર વધી જશે.બાજરીની વિવિધ જાતો : જીએચબી ૫૨૬,જીએચબી ૫૩૮ અને જીએચબી ૫૫૮ જેવી શંકર જાતોનું વાવેતર ઉનાળામાં કરવામાં આવે છે.જેનું કૃષિ યુનિવર્સિટી દાંતિવાડા દ્વારા સંશોધન હાથ ધરાય છે.બાજરીના પાકનું વાવેતર ઉનાળામાં ફેબ્રુઆરીના બીજા અઠવાડિયાથી માર્ચ

ના બીજા અઠવાડિયા સુધીમાં વાવેતર થાય તો ઋતુ પ્રમાણે ઓછી મહેનતે સારો પાક થવાની શક્યતાઓ વધે છે. શિયાળુ પાકની લણણી પછી સામાન્ય રીતે ઉનાળું પાકનું વાવેતર કરવામાં આવે છે. બાજરીને ખેતરમાં સીધા ચાસ પાડી ઓરવામાં આવે છે અથવા ઘણીવાર તેનું ધરું રોપવામાં આવે છે. બાજરીના બે છોડ વચ્ચે યોગ્ય અંતર રાખવું જોઈએ જેથી તેનો ફૂટ સારો થાય અને મબલખ પાક પાકે. બાજરીમાં નાઈટ્રોજન અને ફોસ્ફરસ યુક્ત ખાતર જરૂરીયાત પ્રમાણે આપવું જોઈએ. ઉનાળામાં બાજરીને વધુ પાણીની જરૂર રહે છે તેથી ઓછા નામે સાત થી આઠ વખત પાણી આપવું પડે છે. પાકને ૫૦ દિવસની આસપાસ ડૂંડાં આવી જાય છે અને તે દરમિયાન તેના પર આવતી પરાગ ખૂબ ઉપયોગી હોય છે. વાદળ અને વરસાદની તેના પર વિપરિત અસર પડે છે. ૮૫ થી ૯૦ દિવસે ડૂંડામાં બરાબર દાણા ભરાઈ ગયા પછી લણણી કરવામાં આવે છે. બાજરીના ડૂંડાને થ્રેસરમાં નાખી દાણા છૂટા પાડવામાં આવે છે. ઉનાળુ બાજરીનું ઉત્પાદન હેક્ટર દીઠ ૨૦૦૦ થી ૨૬૬૬ કિલો થવાની સંભાવના હોય છે. જેવી જેની માવજત તેવો તેનો પાક ઉતરે છે. બાજરીનો લણણી સમયનું ખેતરનું દશ્ય નયન રમ્ય હોય છે. બાજરીના દાણા ભરેલા ડૂંડા જ્યારે પવનથી લહેરાતા હોય ત્યારે તેના પરથી ઉડાઉડ કરતાં ચકલીઓને જોવાનો આનંદ અનેરો હોય છે. ઘણી વખત બાજરીના દાણા ચણવામાં મશગૂલ ચકલીની પાસે તમે પહોંચી જાવ તો પણ ઉડવાનું નામ ન લે. જો કે બાજરી તેનો પ્રિય ખોરાક છે.



હવે તો બાજરી આપણા માટે પણ અતિપ્રિય ધાન બનતું જાય છે. ગરીબથી લઈને શ્રીમંત સુધીના તમામ તેનો ઉપયોગ કરે છે. ખરેખર બાજરી જીવ જગતનું અજબ ધાન છે. બાજરી વિશે આટલું જાણ્યા પછી તેને ભાવતા ભોજનમાં અપનાવ જો. અન્નનો બગાડ ન કરવો એ જીવજગત પરનો મોટો ઉપકાર લેખાશે. અન્ન એ જ જીવન છે અન્ન બ્રહ્મ છે તેનો આદર કરીએ.



### પૃથ્વીની હકુમત

મને જો પૃથ્વીની હકુમત મળે એક ક્ષણ તો
પહેલાં તો કાઢું વટહુકમ કે આ જ ક્ષણથી
પ્રજા મારી પંખી-મનુજ-પશુ ને કીટગણો
બધાંને જીવ્યાનો જ હક, હણવાનો હક નથી.
દ્રુમોની ડાળી ને નીડ, નગર-આવાસ ભીડમાં
વનોની ઝાડી કે ગિરિકુહરમાં, ભૂમિ ભીતરે
જહીં આબાદી ત્યાં સહુય મળી મેળા રચી રહો
પ્રજા મારીને ના ફિકર ફરિયાદો કશીય હો.
હું પૃથ્વીનો રાજા, અવર ગ્રહશું વિગ્રહ નહિ
કરારો મૈત્રીના કરું: અગર હો આક્રમણ તો,
પ્રતિનું, જેમાં ન જીતવું પણ જિતાઈ જ જવું.
સ્વ-તંત્રે વ્યકિતના રહું વિરચી હું શાસન નવું.
પ્રજાને એવા તો સ્વનિયમમાં બાંધી લઉં કે
પછી ના રાજા કે હકૂમતની એને જરૂર રહે!

- ઉમાશંકર જોશી

# ૨૪. લીમડાનું સત..

- શ્રી રમેશભાઈ સી.પગી



ખેડા જિલ્લાના ડાકોરથી પાંત્રીસ કિલોમીટર દૂર ફાગવેલ મુકામે પ્રખ્યાત ક્ષત્રિયવીર ભાથીજી મહારાજનું મંદિર છે.

ઈતિહાસ સાક્ષી છે કે ક્ષત્રિયવીર ભાથીજીના લગ્નપ્રસંગે ડફેરી લોકો ગામની ગાયોનું ધણ ભગાડી જતા હતા .આ પ્રસંગે ગામના ગોવાળોએ "બચાવો ....... બચાવો "ની બૂમો પાડતાં જ ભાથીજી મહારાજ લગ્નવિધિ છોડી ગાયોને બચાવવા દોડયા.લડતાં લડતાં માથુ કપાયું.એકલું ધડ લડયું ડફેરો ભાગી ગયા આ ઐતિહાસિક ઘટનાની યાદમાં આજે ભાથીજીની પૂજા થાય છે.ગૌરક્ષક અને બહાદુર ક્ષત્રિયવીર ભાથીજી મહરાજ ખરા અર્થમાં ધર્મપ્રેમી પુરવાર થયા. આજે ગામડે ગામડે તેમના મંદિર બનાવાય છે આવા સપૂતને કોટિ કોટિ વંદન.

તેમના ભજનમાં ગાવામાં આવ્યું છે કે આખા લીમડામાં એક ડાળ મીઠી .**કોઈને સાપ કરડે ત્યારે ભાથીજી ના મંદિરે લઈ જવાની પ્રથા હજી ચાલે છે** .સર્પદંશનું ઝેર શરીરમાં છે કે નહી તેની તપાસ કરવા લીમડાના પાન ચખાડવામાં આવે છે ,જો લીમડો કડવો લાગે તો ઝેર નથી અને લીમડો મીઠો લાગે તો ઝેરનું પ્રમાણ શરીરમાં છે તેવું કહેવાય છે.પરંતુ ખરી વાતતો એ છે કે ભાથીજી મહારાજ જેમને કારણે લીમડો પૂજનીય વંદનીય બન્યો છે ભાથીજીમહારાજના જ્યાં જ્યાં મંદિરો છે ત્યાં ત્યાં લીમડાના એકથી વધારે વૃક્ષો અડીખમ ઉભા છે.ભાથીજી મહારાજ ને લઈને લીમડાને જીવનદાન છે.

ભાથીજીને લીમડો પ્યારો છે અને આ જ ધાર્મિક ભાવનાથી આજે લીમડો બચી જવા પામ્યો છે.

લીમડાના પાન,લાકડું,રસ,ફુલ બધું જ ખૂબજ ઉપયોગી છે. શરીરના રોગોનો મારક છે લીમડો.તેની શીતળ છાયા આરોગયપ્રદ અને આયુષ્યવર્ધક છે.આપણા વડીલો બિમારીના પ્રસંગે પાણીમાં લીમડાના પાન નાખી ગરમ પાણીથી સ્નાન કરતા.જેથી રોગથી બચી જતા.લીમડાના ધૂમાડાથી સૂક્ષ્મ જંતુઓનો નાશ થાય છે વળી અનાજ સંગ્રહમાં પણ લીમડાના પાનનો ઉપયોગ થતો આવ્યો છે.

મચ્છર ભગાડવા માટેની અગરબત્તી કે ઈલેક્ટ્રીક મશીનની અથવા તો સ્પ્રે કરતાં લીમડાના પાનનો ધૂમાડો વધુ અસરકારક અને આરોગ્ય માટે ઉપકારક છે.

લીમડાનું લાકડું ઈમારતી લાકડું ગણાય છે. વન અને પર્યાવરણ વિભાગે લીમડાને રક્ષિત ઝાડ જાહેર કરવુ જોઈએ .એક સમય એવો આવશે કે જેમ કેસર કેરીને સાચવવા વૉચમેન રાખવો પડે છે તેમ તમારી વાડીમાં વિહરી રહેલ લીમડાના વૃક્ષને સાચવવા માટે વૉચમેન મૂકવો પડશે.લીમડો અતિ આવશ્યક અતિ ઉપયોગી ઝાડ છે .લીમડાનું મહત્વ સમજી એના રક્ષણ માટે જ આપણા વડીલોએ લીમડાના ઝાડ સાથે ભાથીજી મહારાજનું નામ જોડી લીમડાના ઝાડને બચાવવા માટે દિવ્ય વિચાર પ્રસ્થાપિત કર્યો છે.

લીમડો પર્યાવરણ અને આરોગ્ય માટેની અણમોલ મૂડી છે.આપણી સંસ્કૃતિએ તેની દિવ્ય અનુભૂતિ કરી છે.એ સંસ્કાર રખે ભૂલતા.આપણા દિવ્ય સંસ્કારોનું જતન કરીએ.



## ૨૫.સપનું શાંતિનું!

*શ્રી એન.આર.પટેલ*

*વિશ્વશાંતિની સ્થાપના કોઈ વૈશ્વિક સત્તા, વૈશ્વિક શક્તિ કે સામર્થ્યવાન જ કરશે એવું માનવું ભૂલ ભરેલું છે. તો શું તે કામ સત્તા, શક્તિ કે સામર્થ્ય વિનાના લોકો કરશે?ના, એમ સમજવાની ભૂલ ન કરતા.તો શું વિશ્વશાંતિ એક દિવાસ્વપ્ન બની રહી જશે?તેનો જવાબ વિશ્વની કોઈ સત્તા પાસે નથી કારણ કે તેઓ માને છે કે, વિશ્વશાંતિ થઈ જશે તો તેમની નોંધ કોણ લેશે?પોતાનું વર્ચસ્વ જમાવી રાખવા માટે નાના-મોટા પ્રશ્નોને સળગતા રાખવામાં તેમને રસ છે. શક્તિશાળી રાષ્ટ્રો વિશ્વયુદ્ધની ધમકી આપી વિશ્વને ડરાવી ધમકાવી ગજાબહારના યુદ્ધજહાજો, ફાઈટર પ્લેન, શસ્ત્રો-દારુગોળો ખરીદવા મજબૂર કરે છે. શું વિશ્વયુદ્ધ એ વિશ્વશાંતિનો માર્ગ છે?જો હા તો વિશ્વયુદ્ધ કરી લેવું જોઈએ. વાસ્તવમાં યુદ્ધ એ વિશ્વશાંતિ માટે નો ઉકેલ નથી એ સૌ જાણે છે છતાં યુદ્ધની આડ લઈને વિશ્વના મોટાભાગના દેશોમાં રાજસત્તાનો ખેલ ખેલાય છે. ભોળી પ્રજાને યુદ્ધનો ડર બતાવીને દેશ ખતરામાં છે એવો માહોલ બનાવીને રાજકારણીઓ સત્તા હાંસલ કરી લે છે. પ્રજાએ નૈતિકતા ગુમાવી નથી પરંતુ તેમને ગુમરાહ જરૂર કરી છે. જ્ઞાતિ-જાતિ, દેશ, ધર્મ વચ્ચેના ભેદ ઉભો કરનાર કોણ છે?ખેડૂત શાકભાજી માર્કેટમાં વેચે છે એ શાકભાજી લઈને ફેરીઆઓ ઘેરઘેર વેચે છે, આપણે એમની જ્ઞાતિ-જાતિ-ધર્મ પૂછતા નથી અને સવારનું ભોજન મનગમતા શાક સાથે આરોગીએ છીએ. સવારથી સાંજ સુધી આપણને જ્ઞાતિ-જાતિ-કોમ કે ધર્મ નો ભેદ નડતો નથી. સૌની વચ્ચે પ્રેમ અને વિશ્વાસનો દિવ્ય સેતુ બનેલો રહે છે. એકબીજાના કામ કરવામાં કોઈ અડચણ નથી. આપણી વચ્ચે ભેદ ઉભાકરવાનું કામ કોણ કરે છે?તે વિચાર્યું છે ખરું?મંદિર, મસ્જિદ, ગુરુદ્વાર, ચર્ચ હોઈ કે કોઈપણ શ્રદ્ધેય દેવસ્થાન હોય તે જીવજંતુ સહિત સમગ્રજીવસૃષ્ટિનું હિત ઈચ્છતા હોય તે ભલા માનવ-માનવ વચ્ચે ભેદ થોડા કરાવે!આતો આપણા ધંધાદારી લોકોની જનશ(ઉપજ) છે. તેમને નથી ધર્મની પડી કે નથી માણસની તેમને તો સત્તાને સંપત્તિનો નશો ચઢેલો હોય છે જે પોતાનો સ્વાર્થ સાધવા આમ જનતાને ગેરમાર્ગે દોરે છે. આપણે કેટલા વિશ્વાસથી એકબીજાના કામ કરીએ છીએ. શાંતચિતે વિચારો કે આજ સુધી આપણા જીવનરથને ચલાવવા કેટકેટલા લોકોનો સાથ સહકાર મળેલો છે તે જ એકબીજાના દુશ્મન બને એવું કોઈ કાળે બને ખરું?ના, કદી નહીં. તો એવી કઈ બાહ્ય શક્તિઓ આપણને ભ્રમિત કરી રહી છે તે જાણવું આપણી નૈતિક ફરજ છે. એવી શક્તિઓને ખુલ્લી પાડવી પડશે જ. માનવી જીવનભર શાંતિ માટે વલખાં મારે છે. શાંતિનો થોડો અણસાર આવે ત્યાં માનવતાના દુશ્મનો ગીધની જેમ તૂટી પડે છે ને ભાઈને ભાઈનો દુશ્મન બનાવી આપણી સાથે ખેલખેલી જાય છે. અહીં તેમનું ધાર્યું થાય છે તેથી આપણે તેમને નમીએ છીએ ને સાચા સહોદરને દુશ્મન બનાવી દઈએ છીએ...આપના વિચારો ઉમેરો...આભાર.... : સત્ય સનાતન- વિશ્વાત્મા.*



*(વિશ્વમાનવ બનો..સંત, ઋષિ, પયગંબર, ખેડૂત, કારખાનાનો માલિક, કામદાર, ફેરિયો, કારીગર, વેપારી, કવિ, લેખક, સંગિતકાર, સાહિત્યકાર, ચિત્રકાર, કલાકાર, રમતવીર, મજદૂર ને સજ્જન વિશ્વમાનવની ભૂમિકામાં છે. તેમણે વિશ્વાત્મા પ્રેરિત માર્ગેથી ચલિત થવું ન જોઈએ.)*

**" હે વિશ્વાત્મા! હું તારો દુશ્મન નથી,એટલું તું જાણી લે."**

## ૨૬.જ્ઞાનગંગા - શૈલેષ જી. બામણિયા




૧ 'વૉર એન્ડ પીસ'કયા લેખકની અમર કૃતિ છે?- ટોલ્સટોય

૨. ઈસ્કોનની સ્થાપના કયા દેશમાં થઈ છે? -યુ.એસ.એ.

૩. કયા રાજયમાં સૌથી વધારે ગરમી પડે છે?- રાજસ્થાન

૪. જૈન તીર્થ સમેત શિખરજી કયા રાજયમાં છે?- બિહાર

૫.'આયુર્વેદ'ના પિતા કોને કહેવામાં આવે છે?- ચરક

૬. લોહીમાં રકતકણોનું પ્રમાણ માપવા માટે કયું સાધન વપરાય છે?- હિમેસાઈટોમિટર

૭. અમરાવતી કયા રાજયની નવી રાજધાની બની છે? - આંધ્રપ્રદેશ




૮. થોડાં આંસું થોડાં ફૂલ... કોની આત્મકથા છે?- જયશંકર સુંદરી

૯. ગોબર ગેસનું મુખ્ય ઘટક કયું છે?- મિથેન

૧૦. રામસેતુ કયાંથી શરુ થાય છે? - ધનુષકોડી

૧૧. ભારતનું કયું રાજય નેફા તરીકે ઓળખાતું હતું?- અરૂણાચલ પ્રદેશ

૧૨.ગુજરાતી કવિ નિરંજનભગતનો કાવ્યસંગ્રહ કયો છે?- છંદોલય




૧૩. ગુજરાતનું કયું પક્ષી રોયલ બર્ડ તરીકે ઓળખાય છે?- ફ્લેમિંગો

૧૪. દ્રોણાચાર્ય એવોર્ડની શરૂઆત કયારે થઈ?- ઈ.સ. ૧૯૮૫

૧૫. હેમચંદ્રાચાર્યનો જન્મ ક્યાં થયો હતો ? - ધંધૂકા

### ॥ સોળ સંસ્કાર ॥



૧.ગર્ભધાન
૨. પુંસવન
૩.સિમન્તોનયન
૪.જાતકર્મ
૫.નામકરણ
૬. નિષ્ક્રમણ
૭. ઉપવેશન
૮. કર્ણવેધન



૯. અન્નપ્રાશન
૧૦. ચૌલકર્મ
૧૧. ઉપનયન
૧૨. વિધારંભ
૧૩. વેદવ્રત
૧૪.સમાવર્તન
૧૫.વિવાહ
૧૬.અંત્યેષ્ટિ



**શીખવવામાં આવે તે શિક્ષણ અને ઉપાડવામાં આવે તે સંસ્કાર.**